"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નું ચોથું પુસ્તક.

# સત્યભામા

## ( પત્નીની પસંદગી—શુદ્ધ પ્રેમનો આદર્શ )

( સચિત્ર—પંચાઙ્કી—નાટક )

રા. શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકર બી. એ., એલ્‌એલ્‌. બી. કૃત

'**વધૂપરીક્ષા**'નું ભાષાન્તર

કર્તા અને પ્રકાશક

**જીવનલાલ અમરશી મહેતા,**

મેનેજર—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. ] ઇ. સ. ૧૯૧૬. [ પ્રત ૧૬૦૦.

કિંમત એક રૂપીઓ.

જ્ઞા. પુસ્તકમાળાના ગ્રાહકને માટે—આઠ આના.

ગુજરાતી સાહિત્ય અને વિદ્યાભિવૃદ્ધિ

તથા

દેશકાળપરત્વે સામાજિક સ્થિતિમાં સુધારો

કરવાનાં બીજ

ગુજરાતના હૃદયક્ષેત્રમાં રોપનાર

# ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને

તેના ચિરસ્મરણીય આભારના સ્મરણાર્થે

આ

"સત્યભામા" નામે પંચાંકી નાટક

હું સમર્પણ

કરૂં છું.

૧-૧૨-૧૫<br>અમદાવાદ

જીવનલાલ

# "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના એજન્ટો

( એજંટ પાસેથી ગ્રાહક તરિકે પુસ્તક લેનારને અર્ધી કિંમત ઉપરાંત
પોસ્ટેજખર્ચ વધારે આપવાનું હોય છે.)

**અમદાવાદ**—બુ. સે. રણછોડલાલ મોતીલાલ; રીચીરોડ.
,, બુ. સે. નારણલાલ મોતીલાલ; ,,
,, બુ. સે. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે; ત્રણ દરવાજા.
**વડોદરા**—બુ. સે. મોહનલાલ મનસુખરામ શાહ; લ્હેરીપુરા.
**સુરત**—બુ. સે. કરશનદાસ નારણદાસ; નાણાવટ બજાર.
,, રા. રા. પ્રભુશંકર ન. વ્યાસ; ભાગાતળાવ.
**ભરૂચ**—બુ. સે. દેસાઈ બ્રધર્સ; કતોપોર બજાર.
**મુંબાઈ**— ,, એન. એમ. ત્રિપાઠીની કંપની; પ્રિન્સેસસ્ટ્રીટ.
,, ,, એમ. એમ. ની કંપની; કાલબાદેવી રોડ.
,, ,, વસનજી પરમાનંદ ચાહેવાળા; કાલબાદેવી રોડ.
**ભાવનગર**—,, અબદુલહુસેન આદમજી.
,, ,, કુંવરજી ભીખાભાઇ.
**રાજકોટ**— ,, ઠક્કર બેચર મેઘજી; પુરાબજાર.
,, માસ્તર લખમીચંદ ઉત્તમચંદની કંપની; ,,
**મોમ્બાસા**—બુ. સે. ભટ્ટ બ્રધર્સ. ( દક્ષિણ આફ્રિકા. )

# પ્રસ્તાવના.

"લલિત વાઙ્મયના બીજા ભેદની પેઠે નાટકનો પણ મનોરંજન એ મુખ્ય ઉદ્દેશ હોય છે, અને તેથી તેનું દૃષ્ટિબિન્દુ તત્ત્વના કરતાં તેના આવિષ્કરણના સ્વરૂપ તરફ વિશેષ હોય છે. પરંતુ જેમ ગણિત જેવા ગંભીર વિષયના વાઙ્મયનું મુખ્ય ધ્યેય તત્ત્વનિરૂપણ છતાં તેના વડે કોઇ કોઇ વખતે આનન્દ પણ પ્રાપ્ત થાય છે, તેમ નાટકદ્વારા મનોરંજનની સાથે બોધ પણ આપી શકાય છે. શાકુન્તલ નાટકમાં શકુન્તલાને કણ્વ ઋષિએ કરેલો ઉપદેશ આ પ્રકારના આનંદવિસંવાદીનો ઉત્તમ દાખલો છે. આ બોધાત્મક ગૌણ અંગ જ્યાં સુધી મુખ્ય અંગની આડે આવે નહિ, ત્યાં સુધી તે આક્ષેપને પાત્ર ગણાતું નથી. પરંતુ તે અંગ ભટ્ટિકાવ્યમાંના વ્યાકરણનિયમોના સ્પષ્ટિકરણની પેઠે મુખ્ય અંગને દબાવી દેતું જણાય ત્યારે તેમાં કાપકૂપ કરવી એ નાટકકારનું કર્તવ્ય હોય છે.

"આ નાટકમાં કેટલાંક તત્વોનું નિરૂપણ કરવાનો પ્રયાસ કરેલો છે. **અનુલોમવિવાહ** એ આ નાટકનો મુખ્ય વિષય છે, અને તેના અનુરોધથી ઉત્પન્ન થતા બાલવિવાહ, વિષમવિવાહ, જાતિભેદ વિષેનો પણ વિચાર આમાં કરાયો છે. આમાંની નાયિકા શૂદ્રકન્યા હોવી જોઇએ, એવો પ્રથમ સંશય આવી છેવટે તે બ્રાહ્મણકન્યા ઠરે છે, અને એ રીતે બ્રાહ્મણ સાથે શૂદ્રકન્યાનો વિવાહ ન થતાં બ્રાહ્મણ-બ્રાહ્મણીવિવાહ જ થાય છે. આ, આ નાટકમાં એક દોષ જ છે, એમ કેટલાકને લાગવાનો સંભવ છે. પરંતુ નાટકના અન્તમાં ભિન્નજાતીયવિવાહ ન કરાવવાનું કારણ એ કે તેમ કરતાં કલાની દૃષ્ટિથી જોતાં અતિ હાનિ થવાનો સભવ મારી અલ્પબુદ્ધિને લાગ્યો. આધુનિક સુધારાનો કટાક્ષ વિસદૃશ વસ્તુના યોગ ઉપર છે; અને આજ પર્યંત થતા આવેલા અન્યાયનો વિચાર કરતાં તે યોગ્ય જ છે, એ કબૂલ કરવું જોઇએ. તેથી ઉલટું, કલાનો કટાક્ષ સદૃશ

વસ્તુના યોગ ઉપર જ વિશેષે કરીને હોય છે, અને આ નાટકમાં ભિન્ન-જાતીયવિવાહ કરાવ્યો હોત, તો કલાની એ દૃષ્ટિએ ક્ષતિ લાગ્યા સિવાય રહેત નહિ. વળી, તેથી વિશ્વેશ્વર ( શંકરલાલ શાસ્ત્રી ) જેવા નાયિકાના પક્ષપાતીને ઉદ્વેગ, અને વારાણશી ( ભાગીરથી ) જેવાં તેનાં પ્રતિપક્ષીને વિજયાનંદ થયો હોત; અને તેમ થવું એ નાટકની દૃષ્ટિથી વિચારતાં યોગ્ય નહોતું. નાયિકા જેવી સદ્‌ગુણસંપન્ન બાલિકાને માત્ર તે હલકી જાતિમાં જન્મી હોય, એટલા જ માટે ઉંચી જાતિએ પાણિગ્રહણને યોગ્ય ન ગણવી એ અન્યાય છે, એટલી જ માન્યતા આ નાટકના અવલોકનથી તટસ્થ મનુષ્યોના મનમાં થશે, તો પણ સાર્થક થયા બરાબર મને લાગશે."

* * * * *

વિદ્વાન્ અને કલાકુશળ મરાઠી લેખક રા. રા. શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકરની પ્રસ્તાવનામાંથી ઉતારેલા ઉપરના શબ્દોથી આ નાટકનું હાર્દ સમજી શકાય તેમ હોવાથી તે વિષે મારે વિશેષ કંઈ કહેવાનું રહેતું નથી.

પોતાના " **વધૂપરીક્ષા** " નામે નાટકનું ભાષાન્તર કરવાની પ્રેમપૂર્વક મને પરવાનગી આપવા માટે વિદ્વાન્ નાટકકાર રા.રા. શ્રી. કૃ. કોલ્હટકર, બી. એ., એલ્‌એલ્. બી.નો હું અત્યંત આભારી થયો છું. વળી મેં કરેલું ભાષાન્તર તપાસવા તથા તે વિષે ઘટતી સૂચનાઓ કરવાની મારા જે જે સ્નેહીઓએ બહુ જ મમતાથી તસ્દી લીધી છે, તેમનો પણ બહુ આભારી થયો છું. આ સર્વેની સાથે " જ્ઞાનવર્ધક પુસ્તકમાળા " ના ગ્રાહકોનો પણ મારે આભાર માનવો જોઈએ; કેમકે તેમની મમતાને લીધે જ હું આ નાટક લખવા પ્રેરાયો, અને અનેક વ્યવસાયો છતાં વહેલું પુરૂં કરી શક્યો.

પાત્રોનાં નામ સિવાય આ નાટક ઘણે અંશે ભાષાન્તર જ છે. કોઈક સ્થળે સહેજસાજ છૂટ લીધેલી છે. તેમ કરતાં મૂળના રસ-

પ્રવાહમાં કે લેખનકલામાં કંઈ ક્ષતિ થઈ હોય, તો તે માટે હું જ દોષપાત્ર ગણાઇશ.

આ નાટકનાં **વાઘજી, રામલો** ને **લખમી** એ ત્રણ પાત્રોની ભાષા મધ્ય કાઠીઆવાડી ગામઠી રાખી છે. ગુજરાતના વાચકોને તે નવીનતા સાથે આનંદ આપશે, એવી આશા છે.

આ નાટક એ દક્ષણી નાટક મંડળીઓ ભજવે છે, એ જ તેની લોકપ્રિયતાની સાબિતી છે. કેટલીએક ગુજરાતી નાટક કંપની-ઓ રંગભૂમિને ન છાજતી શૃંગારની કુચેષ્ટાના તથા વીરત્વના મીઠા વગરના લુખા શબ્દોથી ઝડઝમકની જાળ ગુંથી હલકા પ્રકારની રસવૃત્તિને પોષવા તરફ જ વિશેષે કરીને દૃષ્ટિ રાખે.છે; તે પોતાનું સુકાન ફેરવીને પ્રેક્ષકોની રસવૃત્તિ ઉચ્ચ થાય, તે માટે નિર્દોષ અને સીનસીનેરીમાં પ્રેક્ષણીય હોવા કરતાં જીવન-વર્તનમાં આદરણીય થાય તેવાં અસરકારક નાટકો ભજવવાની પ્રવૃત્તિ કરશે, તો તેઓ ગુર્જર સમાજની ઉન્નતિ કરવામાં અંશતઃ પણ સહાયક થઈ શકશે; અને તે સેવા કંઈ સામાન્ય નહિ ગણાય, એવું મારા નમ્ર વિચાર પ્રમાણે લાગે છે.

આ નાટકના વિષયની સુન્દરતા પ્રમાણે તેનો બહારનો દેખાવ પણ આકર્ષક-મનોહર-કરવા સારૂ તદ્દન નવા ટાઇપથી ચાલુના કરતાં લગભગ અઢી ગણી જેટલી ભારે કિંમતનાં 'ફેધરવેઇટ' જાતના કાગળ ઉપર છપાવી કેટલીક નકલો ખાસ સુન્દર કરાવી છે. ગુણ-સ્વભાવે તેમજ દેખાવે સર્વાંગસુન્દર આ "**સત્યભામા**" નું સ્વાગત ગુજરાતમાં ઉલ્લાસપૂર્વક થશે, એવી ઉમેદ છે. આ ખાસ આવૃત્તિનો યોગ્ય આદર થશે, તો હવે પછીનાં પુસ્તકોની પણ તેવી ખાસ આવૃત્તિ કાઢવાનું ચાલુ રાખવામાં આવશે.

આ પુસ્તકમાં જે ચિત્રો મુકયાં છે, તે શ્રીયુત્ કોલ્હટકરની કૃપાને જ આભારી છે. ખાસ ચિત્રો ચિતરાવી બ્લૉક કરાવતાં ખર્ચ બહુ વધી જાય છે, અને તેથી કિંમત વધારવી પડે છે; માટે તેમ ન કરતાં તેમના તૈયાર બ્લૉક ઉપરથી જ ચિત્રો છપાવી મુક્યાં છે. છેલ્લી પ્રાર્થના 'દીવાને સાગર'માંથી આભાર સાથે લીધી છે.

અમદાવાદ
તા. ૯-૧૨-૧૫.

જીવનલાલ અમરશી મહેતા.

# "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" વિષે બે બોલ.

## પહેલા વર્ષમાં ગ્રાહકોને અપાયેલાં પુસ્તકો.

પરમાત્માની કૃપાથી આ પુસ્તકમાળાનું પહેલું વર્ષ આશાજનક સ્થિતિમાં સમાપ્ત થાય છે. આ વર્ષમાં ગ્રાહકોએ જે માયા અને મમતા આ માળાપ્રત્યે દર્શાવી છે, તે ઉપરથી ખાત્રી થાય છે કે, અમારી આશા બીજા એકાદ વર્ષમાં પુરી પડશે, અને અમે આના કરતાં વધારે સારૂં વાચન ઓછી કિંમતે આપવા શક્તિમાન થઈશું.

**પુસ્તકમાળાના ગ્રાહકોને પહેલા વર્ષમાં નીચેનાં સાત રૂ. ની કિંમતનાં આઠ પુસ્તકો અર્ધી કિંમતે અપાયાં છે:-**

**ફરજીયાત.**

૧-૮-૦ હાસ્યમંદિર.
૦-૮-૦ ગોપાળ કૃષ્ણ ગોખલેનું જીવનચરિત્ર.
૦-૮-૦ સૉક્રેટિસના સંવાદ.
૧-૦-૦ સત્યભામા નાટક.

૩-૮-૦

**ઐચ્છિક.**

૧-૮-૦ પાપ અને પશ્ચાત્તાપ; બે ભાગ. (નૉવલ)
૧-૦-૦ બ્રિટિશ રાજ્યની બલિહારી. (કવિતા.)
૦-૧૦-૦ શ્રી પ્રલ્હાદ.(નાટક)
૦-૬-૦ બાળમહાભારત.(ધર્મ)

૩-૮-૦

## બીજા વર્ષમાં ગ્રાહકોને શા શા લાભ મળશે?

નીચેનાં પુસ્તકો જુદા જુદા ગૃહસ્થોને લખવા સોંપાયાં છે, અને તૈયાર થાય છે, તેમાંથી જે જે તૈયાર થઈ આવશે, તે **બીજા —સન ૧૯૧૬ ના—વર્ષમાં** ગ્રાહકોને અપાશેઃ—

૧. **ચક્રવર્તી અશોક.** (તદ્દન નવી ઐતિહાસિક નવલકથા. વિવિધ રસથી ભરપૂર. છપાય છે. માર્ચ માસમાં અપાશે.)

૨. **બાળકોની ફૂલવાડી.** (સચિત્ર—વાર્તારૂપે. બાલોપયોગી.)

૩. **મુક્તિમાલા** અથવા જીવરાજજીવન્મુક્તિ આખ્યાન. (વેદાન્તનો સરળ ને સ્વતંત્ર ગ્રન્થ. કર્તા સ્વ૦ પ્રાણલાલ શંભુલાલ દેસાઈ.)

૪—૫. દાનવીર શેઠ **જે. એન. ટાટા** તથા **પ્રેમચંદ રાયચંદનાં જીવનચરિત્ર.**

૬. ડૉકટર રવીન્દ્રનાથ ટાગોરકૃત "**ચોખેરવાલી**" નવલકથા.

૭. **નિત્યનિયમ શિક્ષાપત્રી** (સર જેમ્સ એલન કૃત.)

૮. **બૌદ્ધધર્મનો સવિસ્તર ઇતિહાસ.**

૯. **કાવ્યમકરંદ.** (નર્મદ—દલપતની શરૂઆતથી આજ સુધીનાં કવિઓનાં કાવ્યોમાંથી દોહન.)

૧૦. **હાસ્યમંદિર**, ભાગ ૨જો.

૧૧. **સુશિક્ષિત સ્ત્રી** અથવા ગૃહશિક્ષણનો આદર્શ.

("**લૉર્ડ બેકનના નિબંધો**" અને "**શ્રીમતી કમળાદેવી**" બીજા ગૃહસ્થોએ ગુજરાતીમાં તૈયાર કરવાથી, એ પુસ્તકો અમારી યાદીમાંથી કમી કર્યાં છે.)

**ઐચ્છિક તરિકે અર્ધી કિંમતે મળવાનાં તેઃ—**

૨-૦-૦ **દીવાને સાગર.** (**સાગર**નાં પ્રેમભક્તિ અને જ્ઞાન-વૈરાગ્યનાં કાવ્યો, ભજનો, ગઝલો, નારદભક્તિસૂત્ર વગેરે.)

૧-૪-૦ **કુમુદચંદ્ર.** ("સરસ્વતીચંદ્ર"ની શૈલીએ લખાયેલી તેને મળતી જ ઉંચા વિચારોની આદરણીય નવલકથા. લેખક સ્વ. **પ્રીતમલાલ ધીરજલાલ.** સોનેરી પુંઠું.)

---

૧-૪-૦ "**જ્ઞાનસુધા**"—**ઑન.** રા. બા. **રમણભાઈ મહીપતરામ નીલકંઠના** તંત્રિત્વ નીચે ત્રીસ વર્ષથી ચાલતું માસિકપત્ર. **એક રૂપિઆ લવાજમથી.**

**પ્રવેશ ફીના આઠ આના** અનામત મૂકીને આ પુસ્તકમાળાના ગ્રાહક થનારને આગળના વર્ષમાં કેવા પ્રકારનો લાભ મળશે, તેનો ખ્યાલ આ ઉપરથી આવી શકશે.

દરેક ગ્રાહકબન્ધુ પોતા તરફના બબ્બે પાંચ પાંચ નવા ગ્રાહકો વધારી આપી અમને સહાય થશે, એવી આશા છે.

ઠે. પીરમશા રોડ; } **જીવનલાલ અમરશી મહેતા,**
**અમદાવાદ.** } મેનેજર—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા," **અમદાવાદ.**

---

**ખાસ સૂચના—બીજા વર્ષમાં ગ્રાહક થનાર પહેલા વર્ષનાં તમામ પુસ્તકો એકી વખતે મંગાવશે તો—સેટ સિલકે હશે ત્યાં સુધી—અર્ધી કિંમતે આપવામાં આવશે. આખા વર્ષના સેટ સિવાય છૂટક કોઈ પણ પુસ્તક અર્ધી કિંમતે નહિ મળે, પણ માળાના ગ્રાહકને પોણી કિંમતે મળશે.**

"**લગ્ન** એટલે સમાન ગુણસ્વભાવનાં સ્ત્રીપુરુષે પરસ્પરની પ્રસન્નતાથી બાંધેલા પ્રેમનું બંધન. એ બંધન ત્રાહીત માણસ બાંધી શકતો નથી, એ તો સ્વભાવસિદ્ધ સંબંધ છે. લગ્ન એ કાંઈ કાયદાનો કરાર નથી; પણ સ્વભાવસિદ્ધ પ્રેરણાથી જન્મ પામેલી સ્ત્રીપુરુષના પવિત્ર પ્રેમની ગાંઠ છે. * * * યુવાન સ્ત્રીપુરુષોએ સમજવું જોઈએ કે લગ્ન એ એક ઘણીજ અમૂલ્ય વસ્તુ છે, અને તે આખી જીંદગી સુધી સાચવી રાખવાની છે. * * * પરસ્પરના ગુણસ્વભાવનું જ્ઞાન મેળવી પાત્ર વસ્તુમાં પ્રીતિ જોડવી જોઈએ, અને પ્રાણાન્ત સુધી પ્રેમરસનું પાન કરવા સ્ત્રીપુરુષે પરસ્પર પ્રીતિનું પાત્ર થવાનો અભ્યાસ કરવો જોઈએ. * * * આવી રીતે પરસ્પરની પ્રસન્નતા અને સમાનતાથી લગ્ન થયેલું સ્ત્રીપુરુષનું જોડું પોતાનો સંસાર સંપૂર્ણ સુખમાં પરિપૂર્ણ કરશે. પ્રેમ એ સૃષ્ટિમાં સર્વત્ર વ્યાપ્ત થયેલું એક એવું તત્ત્વ છે કે, તે પ્રેમરસને સમજીને પાન કરવાવાળું સુખી કુટુંબ આ પૃથ્વીપર એક નાનું સરખું સ્વર્ગ માલમ પડશે. * * * નીતિશાસ્ત્ર પ્રમાણે માબાપોએ સ્ત્રીપુરુષની પરસ્પરની ઇચ્છા વિના અથવા સ્વભાવ મળતો આવ્યા વિના ફરજીયાતપણે તેમના લગ્નની ભાંજગડમાં પડવું ન જોઈએ.

**–વિલ્યમ કૉબેટકૃત "યુવાવસ્થાનો શિક્ષક."**

# સત્યભામા

અથવા

## પત્નીની પસંદગી - શુદ્ધ પ્રેમનો આદર્શ.

---

( સચિત્ર પાંચ અંકી નાટક. )

અંક ૧ લો—પ્રેમાંકુર.

અંક ૨ જો—પ્રેમવિકાસ.

અંક ૩ જો—પ્રેમપ્રકાશ.

અંક ૪ થો—પ્રેમપરીક્ષણ.

અંક ૫ મો—પ્રેમની પરિસીમા.

સમય = વર્તમાનકાળ.

સ્થળ = ગુજરાતનું એક દેશી રાજ્ય.

भावसूचितमदृष्टविप्रियं दार्ढ्यभाक्क्षणवियोगकातरम्।
कैश्चिदेव दिवसैस्तथा तयोः प्रेम गूढमितरेतराश्रयम्॥

तं यथात्मसदृशं वरं वधूरन्वरज्यत वरस्तथैव ताम्।
सागरादनपगा हि जाह्नवी सोऽपि तन्मुखरसैकवृत्तिभाक्॥

कुमारसंभवः स. ८, श्लो. १५–१६.

# સત્યભામા

## અંક પહેલો—પ્રેમાંકુર.

### પ્રવેશ પહેલો.

[ રાણી, દેવેન્દ્ર અને ભાનુપ્રસાદ: રાજમહેલ. ]

**રાણી**—કુમાર, તમે વિલાયતથી અહીં સુધીની મુસાફરી તમારો માનમરતબો કોરે મુકીને ગુપ્તવેષે એક સામાન્ય પ્રજાજનની પેઠે કરી, તેમાં તમારો હેતુ શો છે? પ્રથમ જાતે પત્ની પસંદ કરવી અને પછી પ્રજાજનોને ખરા સ્વરૂપમાં દર્શન આપવું એ જ કે? પણ મારી સલાહ છે કે તમે ફરી એક વાર એ સંબંધી વિચાર કરો, ને સ્ત્રીની પસંદગી કરવાનું અત્યંત મહત્ત્વનું કાર્ય મારી ઉપર ન રાખતાં તમારે જાતે કરવું એ યોગ્ય છે કે કેમ, તે મને કહો.

**દેવેન્દ્ર**—માજી, એ યોગ્યાયોગ્યતા નક્કી કરનાર આપની આગળ હું કોણ ? આપે મને જન્મ આપ્યો, બાલ્યાવસ્થાથી મારા શારીરિક ને માનસિક ભરણપોષણની અથાગ કાળજી લીધી, મારા મન આગળ ઉચ્ચ આદર્શ રાખી તેને સુમાર્ગે વાળ્યું, અને મારો વિદ્યાભ્યાસ–મારૂં શિક્ષણ–સર્વાંગ સુન્દર થાય તેટલા માટે મારો લાંબો વિયોગ સહન કરવાને પણ આપ તૈયાર થયાં, ને મને ઉચ્ચ વિદ્યાભ્યાસ માટે વિલાયત મોકલ્યો. આ પ્રમાણે નિશ્ચયાત્મક ધોરણ તથા અપ્રતિમ પુત્રવાત્સલ્યની સહાયતાથી આપે મારા આજ સુધીના જીવનનો ક્રમ જે પ્રમાણે બાંધ્યો, તે જ પ્રમાણે ભાવિ જીવનનો ક્રમ પણ મુકરર કરવાનો આપને સંપૂર્ણ અધિકાર છે. વિશેષ શું પણ આપ મને આખી જીંદગી કુંવારા રહેવાની જો આજ્ઞા કરો તો તે પણ ઘણા આનંદથી મારે માથે ચડાવવી, એ મારી ફરજ છે. આપના જેવાં સ્નેહાળ માતુશ્રીના કૃપાછત્ર નીચે રહી નિર્ભયપણે જીવન કાઢવાનું સદ્ભાગ્ય મળે, તો તેના કરતાં બીજું ઉત્તમ શું ?

**રાણી**—પ્રિય કુમાર, દરેકના અધિકારને હદ હોય છે, તેમ જ માતાના અધિકારને પણ હોય છે. તમે સ્વતંત્રપણે રાજ્યાધિકાર ચલાવવાની યોગ્યતા પૂર્ણપણે પ્રાપ્ત કરી છે, તે સમયે અધિકારસૂત્ર તમારા હાથમાં સોંપવામાં ન આવે તો તમારા કર્તૃત્વની વૃદ્ધિ કેવી રીતે થાય ? ગરૂડ પક્ષીનું બચ્ચું પાંખ પસારીને આકાશમાં ઉડવા ઉદ્યુક્ત થયું હોય,

તેમ છતાં તેની માતા તેને પોતાના બાહુપાશમાં લઇ તેની ગતિનો પ્રતિરોધ કરે એ યોગ્ય કહેવાશે? માત્ર બાલક ઉચ્છૃંખલપણે વર્તી ન શકે તેટલા માટે તેના પગમાં સ્રીરૂપી નાજુક શૃંખલા તેનાં માબાપોએ વખતસર નાંખી દેવી જોઇએ.

**દેવેન્દ્ર**—સમસ્ત ત્રિભુવનમાં શોધતાં પણ બુદ્ધિ અને સ્નેહમાં આપને શોભા આપે એવી આપની પુત્રવધૂ થવા યોગ્ય એક પણ કન્યા મળવી શક્ય છે? હું સુમાર્ગે ચાલતો હોઉં ત્યારે પોતાનાં કૃપાકટાક્ષવડે મને ઉત્તેજન આપે, અને કુમાર્ગગામી થાઉં ત્યારે પ્રેમરજ્જુથી બાંધી રાખે, એવી સ્રી ક્યાં મળશે? માજી, એવી સ્રી શોધી કાઢવી એ આપ જેવાં તિક્ષ્ણ બુદ્ધિનાં માતુશ્રીને પણ મુશ્કેલ છે, એમ મને તો લાગે છે. મને આખી જીંદગી પર્યંત માતૃસુખ જ અવિચળ મળે તો બસ.

**રાણી**—કુમાર, હું તમારી જીંદગી સુધી થોડી જ જીવવાની છું? તમારા પ્રેમનું પાત્ર હું એકલી જ રહું, તો મારી હયાતી પછી એ પ્રેમ હરકોઈ સ્રીના આંખના અણસારાની સાથે ગમે તે દિશામાં પવનની પેઠે સંચાર કરે. તેમ ન થાય માટે વહેલાં જ મારી મમતા ઓછી કરાવી તમારા હાથમાં રાજ્યાધિકાર આપવાની સાથે જ તમારી ઉપરના પ્રેમનો અર્ધો અધિકાર પણ મારે મારી પુત્રવધૂને સ્વાધીન કરવો જોઇએ. હવે જે સવાલ રહે છે તે એ જ કે, એ વધૂની પસંદગી તમારે કરવી કે મારે? વહાલા કુમાર, તમારા પિતાશ્રી

માટે મારી પસંદગી તમારા દાદાજીએ જ કરી હતી. તેમ છતાં તેમને તે માટે ખેદ કરવાનું કારણ કદી મળ્યું નહોતું.

**ભાનુપ્રસાદ**—માતુશ્રી, આપનું કહેવું તદ્દન બરાબર છે. આપની વાત તો બાજુએ રહેવા દો, પણ મારા જેવો સામાન્ય મનુષ્ય પણ દેવેન્દ્ર મહારાજને અનુરૂપ વધૂ લાવી આપશે.

**દેવેન્દ્ર**—માજી, આપ અપવાદ રૂપ છો. આપનો દાખલો લેવાથી કેમ ચાલશે? મારા પિતાશ્રી કે દાદાજી એમાંના કોઇએ પસંદગી કરી હોત તોપણ તે સમસ્ત રાજ્યમાં ઉત્કૃષ્ટ ગુણોવડે યુક્ત એવાં આપની જ થાત. પરંતુ દરેક સ્થળે ને દરેક પ્રસંગે તેમ ક્યાંથી બને? બીજાએ પસંદ કરેલી પત્નીએ પતિ ઉપર અપ્રતિમ પ્રેમ કરવો, એવો અસંભવિત યોગ આપના સંબંધમાં બન્યો તેવો દરેક વિવાહસંબંધમાં બની આવે એવો કાંઈ નિયમ નથી. એટલું જ નહિ, પણ એવો અપવાદ રૂપ યોગ એક વખત આવ્યો માટે જ તે ફરીને આવવો અસંભવિત છે. મારી પ્રિયાપ્રિય વૃત્તિથી આપ જાણીતાં હોવાથી આપની પસંદગી કદાચ મને અનુકૂળ થાય; પરંતુ એવી જાતનો સંબંધ વધૂને પણ સર્વથા પસંદ જ પડે, એમ કાંઈ કહી શકાય નહિ. એકપક્ષી પસંદગી ને એકપક્ષી પ્રેમ એવું ઘણે ભાગે દરેક વિવાહસંબંધમાં જોવામાં આવે છે, તેવું જ આમાં પણ થાય.

**રાણી**—રાજાની રાણી થયા પછી કોઈ પણ સ્ત્રીનો પોતાના પતિ ઉપર પ્રેમ થવો મુશ્કેલ નથી.

**દેવેન્દ્ર**—તો તે પ્રેમ પતિ ઉપર થયો કેમ કહેવાય ? માજી, તે તો રાજ્ય ઉપર જ થયો કહેવાય !

**રાણી**—ત્યારે તો પરસ્પર બન્નેને પસંદ પડે તેવો સંબંધ જાતે જ બાંધવાનો તમારો દૃઢ સંકલ્પ જણાય છે. હવે તે વિષે વિવાદ કરી તમારો ઉત્સાહ ભંગ કરવો એ અનુચિત છે. તથાપિ એટલું ધ્યાનમાં રાખવું, કે મોટી ઉંમરના માણસની પેઠે તમારા જેવા તરૂણની પણ આવી નાજુક બાબતમાં ભૂલ થવાનો સંભવ છે.

**દેવેન્દ્ર**—આપના આશીર્વાદથી ભૂલ નહિ થાય એવી હું ઉમેદ ધરાવું છું. છતાં ભૂલ થઈ તો આ રાજ્યરૂપી ગાડી ચલાવવાને પણ હું યોગ્ય નથી, એમ તેથી સિદ્ધ થશે. જે રાજા એક મુગ્ધ કન્યાનું હૃદય પારખી શકે નહિ તે પોતાની પ્રજાનાં વિવિધ હૃદયની પરીક્ષા શી રીતે કરી શકે ? માજી, રાજ્યાધિકારનો ભાર આપને માથેથી ઉપાડી લેવાનું જેમ મારૂં કર્ત્તવ્ય છે, તેમ જ મારે માટે યોગ્ય સ્ત્રી પસંદ કરવાની જવાબદારીમાંથી આપને મુક્ત કરવાં એ પણ મારૂં કર્ત્તવ્ય નથી ?

**રાણી**—કુમાર, તમારા આગ્રહ આગળ મારે મારો મત છોડી દેવો પડે છે. આ કાર્યમાં તમને ઈશ્વર પૂર્ણ યશસ્વી કરો, અને તમારા માર્ગમાં કાંઈપણ વિઘ્ન આવવા ન દેતાં ફરી મને જલદીથી સુખરૂપ પુત્રવધૂસહ મેળવો ! ભાનુપ્રસાદને સાથે લઈ જાઓ. ભાનુ, મારા વહાલા રાજકુમારના જીવની થાપણ હું તને સોંપું છું. તે મને જેવી ને તેવી જ તારે પાછી સોંપવી જોઇએ.

**ભાનુ૦**—ભાઈસાહેબે પોતાનો આગ્રહ છોડી દીધો હોત તો આપની પેઠે મને પણ સંતોષ થયો હોત. પણ જ્યારે તેઓ આ કાર્ય માથે લે છે ત્યારે તેમની કુશળતાની કાળજી માટે આંખમાં તેલ આંજીને તેમની સાથે રહેવું એ હું મારૂં કર્ત્તવ્ય સમજું છું.

**દેવેન્દ્ર**—માજી, મારી હોંશ પુરી પાડવા સારૂ આપે આપનો મત છોડી દીધો, એ આભાર મારાથી કદી નહિ ભુલાય.

**રાણી**—કુમાર, મેં તમારા વિચારને સંમતિ આપી ખરી, પણ માનો જીવ છે તેથી મારા હૃદયમાં કંઈ કંઈ શંકા ઉત્પન્ન થાય છે. તમારૂં ખરૂં સ્વરૂપ ઉઘાડું પડી જાય તો તમારો બધો ઘાટ ઉંધો વળે, ને કદાચિત પ્રાણ ઉપર પણ સંકટ આવે. આ વિષે પુરતી ખબરદારી રાખવાનો તમે વિચાર કર્યો હશે જ.

**દેવેન્દ્ર**—માજી, તે માટે મેં મારી અલ્પ મતિ અનુસાર એક યોજના ઘડી રાખી છે. ગયાં બાર વર્ષમાં પ્રજામાંના એક પણ માણસે મને જોયો નથી. મારી છબી ઉપરથી કોઈ ઓળખે એમ ધારીએ તો હું અહીંથી નીકળતાં પહેલાં મારી આ વધારેલી દાઢીને હમેશને માટે રજા આપી દઈશ. નાટકમાં કૃત્રિમ દાઢી લગાડવાથી જ્યારે માણસનું સ્વરૂપ બદલાઈ જાય છે, ત્યારે વ્યવહારમાં દાઢી કાઢી નાખવાથી તેમ કેમ ન થાય? તે સાથે આપ રાજ્યમાં સર્વત્ર એમ જાહેર કરો કે 'એક વેષધારી પોતાના સરખા સ્વરૂપની સહાયતાથી દેવેન્દ્રની રાજગાદી પચાવી પાડવાનો પ્રપંચ કરે છે, એવી ખબર

મળવાથી દેવેન્દ્રને હાલ વિશ્વાસુ પહેરેગીરોની દેખરેખ નીચે રાખેલ છે, અને તેને મળવાની કોઈને પરવાનગી આપવામાં નહિ આવે.' હું ધારૂં છું કે આમ થશે તો ઓળખાવાની ધાસ્તી બીલકુલ નહિ રહે.

**રાણી**—અને તમે વેષ શાનો લેવા ધારો છો ?

**દેવેન્દ્ર**—જ્યોતિષીના વેષમાં મનુષ્યસ્વભાવ તેની ખરી સ્થિતિમાં દેખાઈ આવવાનો ઘણો સંભવ હોવાથી તે જ વેષ લેવો સારો. એ વેષ બરાબર ભજવી શકાય તેટલા માટે મેં મુસાફરીમાં જ્યોતિર્વિદ્યાનું જ્ઞાન પણ કંઈક મેળવ્યું છે.

**રાણી**—વાહ, તમે તો છેક એટલે સુધીની તૈયારી કરી મુકી છે ! શાબાસ ! પરંતુ આટલી બધી યુક્તિ કર્યા છતાં પણ તમે સ્ત્રીની પસંદગી મારી સહાયતા વિના કરી શકશો એમ મને લાગતું નથી. કારણ, સ્ત્રીસમુદ્રમાંથી અત્યંત ઉજ્જવલ રત્ન શોધી કાઢવું એ કાંઈ સહેલ નથી. માટે આપણી રાજધાનીમાંની કન્યાઓમાં રાજ્ઞીપદને યોગ્ય કોણ કોણ છે તે મારે તમને પ્રમથ સૂચવી દેવું જોઇએ. હું નકારનું ક્ષેત્ર વધારીશ એટલે હકારનું ક્ષેત્ર આપોઆપ જ મર્યાદિત થશે; અને એ રીતે તમારા પ્રયાસને મારા અનુભવની મદદ મળવાથી તમારો કેટલોક વૃથા શ્રમ બચશે. પસંદગીનું ક્ષેત્ર જેટલું મર્યાદિત હશે તેટલા પુરતો તમને પસંદગીનો શ્રમ ઓછો પડશે.

**દેવેન્દ્ર**—બહુ સારૂં માતાજી. આ કાર્યમાં આપનો પુખ્ત અનુભવ મને ધ્રુવની પેઠે માર્ગદર્શક થશે.

**રાણી**—સાંભળો ત્યારે. કુમાર, આપણા નગરમાં શંકરલાલ શાસ્ત્રી નામના એક વિદ્વાન્, ધનવાન ને કુળવાન ગૃહસ્થની તરંગિણી નામે ગુણવતી ને રૂપવતી કન્યા છે. તેમ જ સર્વાંશે તેની જ બરોબરીની તેની એક બહેનપણી ઇન્દુમતિ પણ પ્રશંસાને યોગ્ય છે. આ બેમાંની એકે તમને પસંદ ન પડે તો જ તમારે બીજે શોધવા જવું એટલી મારી તમને ભલામણ છે.

**દેવેન્દ્ર**—કબુલ, માતાજી. વડિલોને માન્ય હોય એવી પસંદગી કરવાનો સુયોગ પ્રાપ્ત થાય તો તે જતો કોણ કરે ? માજી, તરંગિણીની પરીક્ષા કરવા હું શંકરલાલ શાસ્ત્રીને ઘેર જ્યોતિષીના વેષે રહીશ, ને ભાનુપ્રસાદને ઇન્દુમતિને ઘેર બીજા કોઈ વેષે રાખીશ. તો પછી થયું ને ?

**રાણી**—વારૂ. આપણે હજી બીજી ઘણી બાબતો સંબંધી વિચાર કરવાના છે, માટે તે સ્વસ્થતાથી વિચારવા ચાલો અન્તઃપુરમાં જઇએ. ( રાણી ને દેવેન્દ્ર અંદર જાય છે )

**ભાનુ૦** ( સ્વગત )—આ ભાનુપ્રસાદ સ્વયંવિવાહનો આટલો પક્ષપાતી ને અંધવિવાહનો આટલો વિરોધી ! દેવેન્દ્ર મહારાજના વધૂપરીક્ષણના સંકલ્પને તેનો આટલો મજબૂત ટેકો ! પિતાના મૃત્યુ પછી છેક નિરાધાર થઈ પડેલા આ બાળકના—મારા પોતાના—પાલન પોષણની જવાબદારી રાજ્યના હસ્તક આવતાં માતુશ્રી રાણીસાહેબે પેટના દીકરા પ્રમાણે અને દેવેન્દ્ર મહારાજે પોતાના ભાઇ પ્રમાણે મને રાખી મારા ઉપર જે મહાન્ ઉપકાર કર્યો છે તેનો યથાશક્તિ બદલો

વાળવાનો આ પ્રસંગ અનાયાસે આવી મળ્યો છે. પરંતુ ગઈ કાલે હિંદુસ્તાનની ભૂમિ ઉપર પગ મૂકતાં જ માતુશ્રી રાણીસાહેબે મારા પિતાનું આ મૃત્યુપત્ર મને સોંપ્યું તેથી મારી બધી ધારણા ઉંધી વળવા જેવું થયું છે. 'મારો દીકરો ઉંમર લાયક થયેથી તેને આ સીલબંધ પાકીટ સોંપવું' એવા તેની ઉપરના અક્ષરો વાંચતાં જ મારા પેટમાં તેલ રેડાયું હતું; અને તેની અંદરની વિગત વાંચતાં તો મારી બધી ઉમેદો એકદમ સમૂળી ભાંગી પડી છે! એક દિવસમાં આ મૃત્યુપત્રના વાચનની કેટલી બધી પરાયણ થઈ હશે! તેમ છતાં જેમ વિખુટું પડેલું વાછરડું ધેનુ તરફ દોડે તેમ જરા ફુરસદ મળી કે મારી આંખો આ મૃત્યુપત્ર તરફ જ દોડે છે! તે મને લગભગ મુખપાઠ થઇ ગયું છે. તેમાંના જીવંત શબ્દો મારા કાનમાં એકસરખા ગંભીર નાદ કરી રહ્યા છે. એમાંના આશયે મારા અન્તઃકરણ ઉપર કાયમની છાપ બેસાડી દીધી છે, તેમ છતાં એની ઉપર આંખો ફેરવવાની મારી તરશ હજી છીપતી નથી. (મૃત્યુપત્ર વાંચે છે.) “દીકરા, આ મૃત્યુપત્ર તારી નજરે પડશે તેની સત્તર વર્ષ પહેલાં વિજયાદશમીને દિવસે આપણે ઘેર એક અજાણ્યો ગૃહસ્થ આવીને પોતાની સોના સરખી દીકરી તથા તેના પાલનપોષણ સારૂ સોના-મહોરોથી ભરેલી એક થેલી થાપણ તરીકે મને સોંપી ગયો. તે જ દિવસે બીજા એક નવીન ગૃહસ્થે મુસાફર દાખલ આપણે ત્યાં મુકામ કર્યો. આ યોગ જોઈ મેં દુષ્ટ દ્રવ્યની અભિલાષાથી ને થાપણ મુકી જનાર વહેલો પાછો ફરશે એવી બીકને

લીધે એ મુસાફરને આશ્રયે એ બાલિકાને રહેવા દઈ તે જ રાતે સહકુટુંબ દેશાન્તર કર્યું. સુદૈવે એ બાલિકાના ગળામાંનું જસતનું તાવીજ કોડી કિંમતનું નથી એમ સમજીને તે તેમજ રહેવા દેવાની મને બુદ્ધિ સુઝી. ખેર ! મેં દુરાત્માએ આ પ્રમાણે સોનું લુંટી સીમોલ્લંઘન કરીને વિજયાદશમીનો તહેવાર ઉજવ્યો ! પરંતુ ન્યાયપ્રિય દૈવ કૃતકર્મનું પ્રાયશ્ચિત્ત આપવા પરદેશમાં પણ મારી પાછળ દોડતું આવ્યું, ને તેણે એક પછી એક તારા બધા ભાઈઓના ભોગ લીધા. છેવટે તારી માતા પણ રોગનો ભોગ થઈ મરણ પામી, ને મેં અન્યાયથી ગાળી કહાડવા ધારેલું બધું ધન પણ ચોરાઈ ગયું. ઈશ્વરની ન્યાયપરાયણતાએ મારી આસપાસના સંબંધીજનરૂપી કવચ આ રીતે છિન્નભિન્ન કરી નાખી છેવટ મને પણ ઝાલ્યો છે. હું આ મૃત્યુપત્ર મારા અંતકાળના સમયે લખું છું. તારા બચપણની આ હકીકત કદાચ તને હજી યાદ હશે. દીકરા, જે સુકોમળ બાલિકાને મેં તેના પિતા પાસેથી એક હાથે લઈને બીજે જ હાથે ત્રીજાને સ્વાધીન કરી હતી, તે બાલિકાને તારી નાની બહેન સમજી તેના ગળામાંના જસતના તાવીજની નિશાનીવડે તેની શોધ કરી, તારાથી બને તે પ્રકારે તેનું શ્રેય કરવું એવી મારી અંત સમયની ઇચ્છા ને ભલામણ છે. તે પાર પાડવા માટે જ તને ઈશ્વરે બચાવ્યો છે, એમ મનોદેવતા મને કહે છે. મારી આ ઇચ્છા જો તું પૂર્ણપણે પાર પાડીશ તો મારા અક્ષમ્ય અપરાધની પણ ઈશ્વર ક્ષમા કરશે એવી મને શ્રદ્ધા છે. મારી આ ઇચ્છા સફળ નહિ થાય તો મારે–તારા પિતાને–

અનંતકાળ સુધી નરકયાતના ભોગવવી પડશે! ઈશ્વર તને દીર્ઘાયુષ્ અને સદ્‌બુદ્ધિ આપો!" પિતાજી, સ્વર્ગસ્થ પિતાજી, સંસારનાં ઉંબરામાં ભવિષ્યની ઉમેદો સાથે હું હજી પહેલું પગલું મૂકું છું તેની સાથે જ તમે મારી ઉપર મુશ્કેલ જવાબદારીનો આ કેવડો મોટો પર્વત નાખો છો! તપેલા સોના ઉપર ઉઠેલી છાપ પ્રમાણે આપે લખેલી આ સર્વ હકીકતની છાપ મારા સ્મૃતિપટ ઉપર નાનપણમાં જ ઉઠી હતી. તેના ઉપર લાંબા વખતથી ધૂળ ચડવાથી એ કંઈક અસ્પષ્ટ થઈ હતી, પરંતુ આપના આ મૃત્યુપત્રે એ તમામ ધૂળ ઉડાડી એ છાપ પૂર્વવત્ ચોખ્ખીચણુક કરી છે. એક તરફથી એ મારી બ્હેનની સુન્દર ને દયા ઉપજાવનારી મુખમુદ્રા નજર સામે તરી રહી છે, ને બીજી તરફથી આપની અનુતપ્ત મુખમુદ્રા દેખાય છે. પિતાજી, દેવેન્દ્ર મહારાજને વધૂપરીક્ષણના કામમાં સાહાય્ય કરવાનું મારૂં મુખ્ય કર્ત્તવ્ય છે; પરંતુ આપની આ આજ્ઞા પાળવી એ મારૂં પહેલું કર્ત્તવ્ય છે. સુભાગ્યે મેં દેવેન્દ્ર મહારાજનો એટલો વિશ્વાસ મેળવ્યો છે કે હું તેમને કહું તો તેઓ એ મારી બ્હેનને આ રાજ્યની પટરાણી કરવાને પણ તૈયાર થાય. પણ પ્રથમ તેનો પત્તો મળે ત્યાર પછી તેના કલ્યાણનો વિચાર ને? હું તો તેના કલ્યાણની સિદ્ધતા પ્રથમ કલ્પું છું, ને પત્તો મેળવવાનું બાકી રાખું છું. પરંતુ તેનું મને ફરી દર્શન થાય તો જ આ સર્વનો ઉપયોગ; નહિ તો મારા બધા વિચાર ઠેરના ઠેર ઠરી રહેવાના! આ મૃત્યુપત્રની હકીકત દેવેન્દ્ર મહારાજને જણાવી થોડા દિવસ તેમને

થોભાવું ? ના, તે બીલકુલ ઇષ્ટ નથી. ગુપ્ત વેષે સ્ત્રી શોધવાની સંધિ મહારાજને રાજ્યારોહણ પહેલાં જેવી મળે તેવી પછી મળે જ નહિ. તેમને મળેલી આ અમૂલ્ય ને અપૂર્વ સંધિ તેઓ તદ્દન જતી કરે, એમ બનશે ? અને તેટલી ચોક્કસ આશા બહેનનો પત્તો લાગવાની છે ખરી કે ? કાંઈ કહી શકાય નહિ. કદાચ તે પરલોકમાં પણ ગઈ હોય ! વળી, પિતાશ્રીના એ દુષ્ટ કૃત્યનો પાઠ હું કયા મ્હોંએ તેમને વાંચી સંભળાવું ! તે કાંઈ જ નહિ. મારી પોતાની હિંમતના આધારે જ બહેનને ખોળવાનું કામ મારે ચાલુ રાખવું, ને સાથે સાથે મહારાજને પણ મદદ કરવી. બસ, એ જ નિશ્ચય. ( જાય છે. )

---

## પ્રવેશ બીજો.

[ વસંતરાય, કાન્તા, કમળા ને તારા: રસ્તામાં. ]

**વસંત૦**—ઓહો ! ઠીક મળ્યાં તમે ! આટલાં બધાં ઉતાવળાં કયાં ચાલ્યાં ?

**કાન્તા**—દર્શન કરવા.

**વસંત૦**—કમળા, તારા, તમે પણ દર્શન કરવા જાઓ છો?

**કમળા**—હા.

**વસંત૦**—આટલાં વર્ષ સુધી ઘોરનિદ્રામાં પડેલી તમારી ઈશ્વિરભક્તિ હમણાં એકાએક જાગૃત થઈ લાગે છે !

**કમળા**—તેમાં નવાઈ શી ? પેટમાં દુઃખે ત્યારે દવા લેવા સૌ વૈદ્યને ઘેર જાય.

**વસંત૦**—વૈદ્ય આગળ ધરવા માટે તમે કાંઈક લીધું હશે !

**કાન્તા**—મેં ચોખા લીધા છે ને આ બે જણીઓએ એકેક પૈસો લીધો છે.

**વસંત૦**—આ ચોખા ને પૈસાના બદલામાં તમે દેવ પાસે શું માગશો ?

**કાન્તા**—શું એટલે ? બીજી છોડીઓ માગે તે જ અમે પણ માગવાનાં !

**વસંત૦**—અને કમળા, તારા, તમે ?

**કમળા**—અમે કાંઈ દુનિયાથી ન્યારાં છીએ કે બીજું ત્રીજું માગીએ ?

**વસંત૦**—અને આ ઠીંગણી તારા પણ એ જ માગવાની લાગે છે !

**તારા**—હું ઠીંગણી કેવી ? બાપાજી મને કેડ ઉપર બેસારે છે ત્યારે હું તેમના માથા બરોબર દેખાતી નથી કે ?

**વસંત૦**—અને ઘરની અગાસી ઉપર તું ઉભી રહે છે ત્યારે કેવડી મોટી દેખાય છે, શું કહું ? કાન્તા, કમળા, તમારા જેવડી મોટી ઉંમરની છોડીઓને દેવ પાસે માત્ર વરદાનની

માગણી કરવાની હોય છે; અને તે પણ 'ઉત્તમ વર' જ ! (સર્વે જણી શરમથી નીચું જુએ છે.) દેવ પ્રસન્ન થઈ ઉત્તમ વર માગવાનું કહે ત્યારે તમારા જેવી શરમાળ છોડીઓએ જુદા જુદા શબ્દોથી જવાબ આપવાની કશી જરૂર નથી. પણ એ 'વર' મેળવવા સારૂ તમારે દેવાલયના ઉંબરા ઘસી નાંખવાનીએ શી જરૂર છે ? અમારા જેવા 'વરદેવ' ઉલટા તમારા ચરણકમળમાં નાકલીટીઓ તાણવા તૈયાર હોય, તો પછી તમે દેવને પગે પડવા જવાની વૃથા તસ્દી શા માટે લો છો ?

**તારા**—અમને તમારા જેવો 'વરદેવ' નથી જોઈતો.

**વસંત૦**—ઓહો ! કોને ખબર કે તમે સૌ હાથમાં માળા લઈને દેવેન્દ્ર મહારાજની આરાધનાના જાપ જપી રહી છો!

**કાન્તા**—હવે સમજ્યા તે સાચું !

**વસંત૦**—શું કહો છો ? ચપટી ચોખા ને પૈસાભાર ત્રાંબાને બદલે આ રાજ્યની તમામ પૃથ્વી, ને બધો ધન-ભંડાર દેવ તમને આપી દે એવી જ તમારી માગણી છે ના ?

**કમળા**—સુદામાના મુઠી તાંદુલને બદલે જેણે સોનાની નગરી આપી તેને શું તે મુશ્કેલ પડશે ?

**વસંત૦**—તેને મુશ્કેલ ન પડે માટે માગનારે પોતાની યોગ્યતાનો વિચાર કરવો કે નહિ ? દેવની દયાળુતાની કીર્તિ સાચવવાની ખાતર દેવેન્દ્ર મહારાજે તમારાં જેવાં રમણી-રત્નોની માળા જીંદગી સુધી પોતાને ગળે બાંધવી ? જો કમળા, આ તારૂં ચપટું નાક તારી લીનતાના ચિહ્ન તરિકે

એ પ્રણતવત્સલ પરમેશ્વરને પ્રિય લાગશે કદાચ; પણ દેવેન્દ્ર મહારાજને તો તે નહિ જ ગમે! તેમજ કાન્તા, તારી આ ત્રાંસી–ફાંગી–આંખ તારી એકાગ્ર ભક્તિની નિશાની તરિકે એ ગરીબનવાજને વખતે પસંદ પડશે; પણ દેવેન્દ્ર મહારાજ તે પસંદ કરશે એમ તું સમજીશમાં હો!

**કમળા**—મહારાજની દૃષ્ટિ એવી ટુંકી નથી. તેમને બહારના દેખાવ કરતાં અંતરના ગુણોની પરીક્ષા સારી છે.

**વસંત૦**—તેમની દૃષ્ટિ તું કહે છે તેમ કદાચિત્ અંતર્ભેદી પણ હશે, પરંતુ આ તમારા ચહેરા ઉપરના જાગતાજોત ચોકીદારો એ દૃષ્ટિને અંદર પ્રવેશ કરવા દેશે, ત્યારે તે અંદરના ગુણોની પરીક્ષા કરશે કે તે પહેલાં?

**કાન્તા**—પ્રેમ આંધળો કહેવાય છે.

**વસંત૦**—વાહ! એ અંધપણા ઉપર જ તમારો બધો મદાર છે કે? પરંતુ પ્રેમને અંગે જે અંધત્વ કહેવામાં આવે છે તે તો ઉજ્જવલ સૌન્દર્ય જોવાથી આવે છે. પહેલાં અંધત્વ ને પછી પ્રેમ એવો તેનો ક્રમ નથી, પણ પહેલાં પ્રેમ ને પછી અંધત્વ એવો છે.

**કમળા**—અમે જ્યોતિષીને અમારી જન્મપત્રિકા બતાવી છે. તેમણે કહ્યું છે કે, ગ્રહોની શાન્તિ કરવાથી મનવાંચ્છિત વર મળશે.

**વસંત૦**—ગ્રહોને શાન્ત કરો કે ન કરો, પણ દેવેન્દ્ર

મહારાજની આંખોને જે શાન્ત કરે તેનો બેડો પાર! તમારો તેમની ઉપર ખરો પ્રેમ હોય અને તેમના ખરા સુખની તમને કાળજી હોય, તો મહારાજને બીજું શું જોઇએ? અને તે જો ન હોય તો બળજોરીથી તેમને ગળે વળગવાનો પ્રયત્ન ન કરવો એ જ ઉત્તમ. ઠીક. પણ કાન્તા, તારી ભક્તિ દેવેન્દ્ર મહારાજ ઉપર વધારે કે દેવ ઉપર?

**કાન્તા**—પહેલી દેવ ઉપર ને પછી દેવેન્દ્ર મહારાજ ઉપર.

**વસંત૦**—ત્યારે મહારાજ તને કદી પસંદ નહિ કરે. પતિ એ જ પોતાનું દૈવત-પતિ એ જ પરમેશ્વર-એમ સ્ત્રીએ સમજવું જોઇએ. વારૂ, કમળા, તારી ભક્તિ?

**કમળા**—મારી તો મહારાજ ઉપર વિશેષ.

**વસંત૦**—ત્યારે તો દેવ ક્રોધાયમાન થઇને તને રાણી નહિ થવા દે. ખેર. કાન્તા, તું રાણી થઇને કરવાની શું તે તો કહે?

**કાન્તા**—હું હીરા, માણેક ને મોતીના દાગીના ને કસબી ભારે લુગડાં પહેરી હાથી ઉપર બેસીને આખા નગરમાં ફરવાની!

**વસંત૦**—અને કમળા તું?

**કમળા**—હું રાણી થાઉં તો બધા દરબારી અને માનકરી-ઓને પગે લગાડું.

**વસંત૦**—તારા, તું શું કરવાની?

**તારા**—હું તો મોતીની સરસ ઢીંગલી માગી લઈ તેના

લગન ઉપર રાજ્યમાંની બધી છોડીઓને તેડાવું, ને ઠાઠમાઠથી મારી ઢીંગલીને પરણાવું.

**વસંત૦**—ત્યારે ઢીંગલીના લગ્ન માટે જ તું પરણવાની ને? આનું નામ તે ખરો સ્વાર્થત્યાગ! કાન્તા, અને કમળા, તમે કેવાં આપસ્વાર્થી છો? ઠીક, ચાલો હું પણ દર્શન કરવા આવુંછું. ત્યાં તમારા જેવી ઘણીઓના વાર્તાલાપ સાંભળવા મળશે.

સૌ જાય છે.

---

## પ્રવેશ ત્રીજો.

[ દેવેન્દ્ર અને ભાનુપ્રસાદ: શિવાલય આગળ. ]

**દેવેન્દ્ર**—ભાનુ, ચાર પાંચ દિવસથી દરરોજ સાંજે હું શંકરલાલ શાસ્ત્રીના ઘરનાં માણસો સાથે અહીં આવું છું, ત્યારે તું મને આજ મળ્યો.

**ભાનુ૦**—મહારાજ, હું પણ આપની જ પેઠે આપની મુલાકાતના યોગ માટે ઇન્દુમતિ સાથે રોજ સાંજે અહીં આવતો હતો. પણ ઉલટેલા આ યુવતીઓના વિશાળ સમુદાયમાં એકમેકનો મેળાપ થાય ત્યારે ને? ભગવાન્ ભાલચન્દ્રના દર્શન માટે ઉછળી રહેલી આ રમણીલહરમાં આપણા જેવી બે ક્ષુદ્ર નૌકાઓ વિખૂટી પડી જાય તો તેમાં નવલ

શું છે ? પણ, આ સ્ત્રીલતાની કુંજોમાં દિશાભૂલ થવાથી આપણો પત્તો ન લાગે, તોપણ કાંટા લાગવાની બીક નથી એટલું સારૂં છે. ક્યારેક ક્યારેક તો આ સ્ત્રીચક્રવ્યૂહમાંથી અચૂક માર્ગ મળવાને બદલે આપણો માર્ગ અને તેની સાથે આપણે પોતે પણ તેમાં ગુમ થઈ જોઈએ છીએ; અને એ ઉલટું અધિક સુખકર લાગે છે, એવો પણ મને અનુભવ થયો છે. આટલી બધી સુન્દર કન્યકાઓ એકત્ર થયેલી મેં મારા જન્મારામાં કદી જોઈ નહોતી. દેવાલયની સામેના આ વિસ્તીર્ણ તળાવમાં અતિશય સુન્દર કમળો ભરેલાં છે. પરંતુ આ રમણીઓનાં મુખકમળોની વિવિધરંગી ભરતી આગળ તો એ કમળો પણ વિરૂપ ભાસે છે. આપણા રાજ્યની તમામ ઉપવર કુમારિકાઓ આ નગરીમાં એકત્ર થઈ લાગે છે. અને એકત્ર કેમ ન થાય ? આ સંપૂર્ણ સંપત્તિમાં યુક્ત ઉંમર લાયક થયેલા રાજ્યગાદીના માલીક પોતાનો વિદ્યાભ્યાસ પુરો કરીને હમણાં જ વિલાયતથી આવેલા છે. રાજ્યસૂત્ર હાથમાં લેવાની સાથે જ પોતાનું જીવનસૂત્ર વિવાહસૂત્રથી બદ્ધ કરી પોતાની રાણીને સોંપવાનો તેમનો વિચાર છે. આ ક્ષોભજનક વાર્તાથી આ સમસ્ત રાજ્યનું મંથન થયા પછી તેનું યુવતીરૂપ નવનીત આમ એકત્ર થાય એ સ્વાભાવિક જ છે. બિચારી આ સર્વે ભોળી કન્યાઓ દેવેન્દ્ર મહારાજ પોતાને જ વરે એ માટે રાતદિવસ જપમાળ જપતી દેવાલયના ઉંબરા તોડી પાડે છે. તેમની માતાઓ દરરોજ તેમને નખથી શીખ સુધી નવા

નવા વસ્ત્રાલંકાર વડે શણગારી વિભૂષિત કરવા મહા પ્રયાસ કરે છે; અને તેની સાથે શંકરના મસ્તક ઉપર અભિષેકનો નિરંતર મારો ચલાવે છે! હાથમાં સુવર્ણની ને રત્નોની બંગડીઓ પહેરાવે છે તેની સાથે દેવના દલાલોની અંજલીઓ પણ સુવર્ણમુદ્રા વડે ભરાય છે! કપાળમાં નાજુક ટીલડી કરવામાં કલાકના કલાક વીતે છે, તેની જ સાથે તેના કપાળમાં વિધાતાએ શું લખ્યું છે તે આપના જેવા એકદમ પ્રસિદ્ધિમાં આવેલા જ્યોતિષી પાસે વંચાવવામાં પણ કલાકો નીકળી જાય છે! આ પ્રમાણે માનુષીની સાથે દૈવી ઉપાયોનું અવલંબન કરતાં તે બિચારીઓને સ્વપ્ને પણ ખયાલ આવતો નહિ હોય કે પોતાની પુત્રીનું અચૂક ભવિષ્ય કહેનાર જે જ્યોતિષી આપણી સમક્ષ દેખાય છે, તેમાં તેનું ભવિષ્ય ઠરાવવાની પણ શક્તિ છે; અને કેવળ ભાગ્યની રેખા જોવા સારૂ કન્યાનો જે હાથ અલ્પ કાળ તેના હાથમાં આપવામાં આવે છે તે જ હાથ જો કાયમ માટે આપ્યો હોય તો કન્યાના સુભાગ્યની પરમાવધિ થાય તેમ છે!

**દેવેન્દ્ર**—ભાનુ, આમ છૂપા વેષથી આ ભોળી બાલિકાઓને છેતરી હું મહા પાતક કરૂં છું એવું મને દિવસમાં કેટલીએ વાર લગી આવે છે. પરંતુ તેમ કર્યા વિના બીજો ઉપાય નથી એમ પણ તે જ ઘડીએ મને લાગે છે. પોતે છેતરાઇને આખી જીંદગીનું નુકસાન વહોરી લેવા કરતાં, આ ગમે તેટલી સ્વાર્થબુદ્ધિનું હોય તોપણ એ સ્વતઃ સંબંધી

એક કર્ત્તવ્ય છે. આપણે વિલાયતમાં હતા ત્યારે માતુશ્રીએ આપણા રાજ્યનાં અઢાર વર્ષ સુધીનાં તમામ છોકરા છોકરીઓ માટે બ્રહ્મચર્યનો તથા કેળવણીનો ફરજીયાત કાયદો કરીને તે દૃઢતાથી અમલમાં મૂક્યો, તેનાં મિષ્ટ ફળ આજ સર્વત્ર જોવામાં આવે છે. માત્ર શરીરથી જ નહિ, પરંતુ મનથી પણ સુન્દર, મજબૂત ને પૂર્ણ એવી સેંકડો કન્યાઓ આપણા રાજ્યમાં આજ મળી આવે છે તે તેનાં જ ફળ છે. આજ સુધી સ્ત્રીઓના આયુધાગારમાં નયનબાણ, ભ્રુકૂટિભંગ અને સુહાસ્ય એ જ શસ્ત્રો હતાં; હવે તેની સાથે ઉચ્ચ વિચાર, સુસંસ્કૃત હૃદય, ઉદાર અન્તઃકરણ ને અનુરૂપ વર્તન એ અસ્ત્રો પણ દાખલ થયાં છે. પહેલાનાં શસ્ત્રો કરતાં આ અસ્ત્રોની યોગ્યતા હજાર દરજ્જે વિશેષ છે. પરંતુ તેનું વાસ્તવ્ય ખોળી કાઢવાનું કામ તેટલું જ દુર્ઘટ છે. તે નિકટ સહવાસ ને સૂક્ષ્મ અવલોકનથી જ સાધ્ય થાય તેમ છે. હું રાજા તરીકે એક વખત જાહેર થયો તો પછી મને એવા સહવાસની ને અવલોકનની સંધિ ન જ મળે માટે એ કામ તે પહેલાં કરી લેવું પડે છે.

**ભાનુ૦**—મહારાજ, આપ બીજાને છેતરશો તેના કરતાં પોતાને વધારે છેતરશો, એમ મને તો લાગે છે. રૂપ કરતાં ગુણ ઉપર લક્ષ રાખીને જ પસંદગી કરવાનું આપ ધારતા હશો, પણ એ કેવળ ભ્રમ છે. યુવાનનું લક્ષ હમેશાં સૌન્દર્ય તરફ જ હોવાનું. કોઈ બાલાનો ગૌરવર્ણ જોયો કે તેનામાં સોજ્જ્વલ ગુણ પણ હોવો જોઇએ એવું ભાસવા લાગે છે.

અણીદાર સીધા નાકની પેઠે તેના વર્તનમાં પણ સરળતા હોવી જોઇએ એમ લાગી આવે છે. સમતોલ શરીર જોતાં તેની માનસિક સ્થિતિમાં પણ સમતોલપણું હશે એવી કલ્પના કરાય છે. વિશાળ નેત્રો ઉપરથી મનની ઉદારતાની પણ કલ્પના બંધાય છે; અને મધુર હાસ્ય ઉપરથી અનુરૂપ વર્તનનું અનુમાન કરાય છે. આ પ્રમાણે પોતાને છેતરી બહારથી અત્યંત રમણીય દેખાતી પણ અંતરમાં તેનાથી ઉલટા ગુણ-સ્વભાવની સ્ત્રીની પસંદગી ઘણે ભાગે આવી સ્થિતિમાં થાય છે. અને, ખરેખર બાહ્ય સૌન્દર્યની સાથે આન્તર કટુતા બહુધા રહેલી હોય છે. જોનારની નજરે યૌવનનું જે જોમ દેખાય છે તે વાસ્તવિક રીતે સ્ફટિકતુલ્ય નિર્મળ શરીરમાંથી દેખાતા મનનું હોય છે. આંખમાં જે યૌવનની ખુમારી દેખાય છે તે અંતરના અભિમાનની હોય છે. ચાલવામાં જે તોડજોડ દેખાય છે તે માનસિક ઉદ્ધતાઈનું પ્રતિબિંબ હોય છે.

**દેવેન્દ્ર**—બાહ્યાંગ ઉપરથી અંતરંગ વિષે અનુમાન બાંધવાનું યુવાનોનું વલણ હોય છે એ હું કબૂલ કરૂં છું; પણ એ વૃત્તિ માત્ર યુવાનોમાં હોય છે એમ નથી; વૃદ્ધોમાં પણ તે હોય છે. કન્યા પૂછેલા સવાલનો જવાબ નીચી ડોક રાખી નમનતાઈથી અને અસ્પષ્ટ સ્વરે આપે એટલે તેના વિનયની પરમાવધિ થયા જેવું તેમને લાગે છે; પણ તે નમનતા સૌન્દર્યની ખામીને લીધે અને અસ્પષ્ટતા વાણીની કટુતાને લીધે ઘણીવાર હોય છે, એ તેમના ખયાલમાં આવતું નથી. તેમાં પણ કન્યાનાં

માબાપ પૂછતાં આવે અને પોતાની દીકરી માટે બે સારા શબ્દોથી વિનંતિ કરે, એટલે વૃદ્ધોની ઠરેલી બુદ્ધિ તત્કાળ ઠરી જ જાય છે! અને કન્યાના કુટુંબ વિષે કૃત્રિમ અનુકૂળ ગ્રહ થયેલો હોય તેને પહેરામણીના ને મોટાઈભર્યા માનપાનના ભારથી દાબી દે, એટલે પછી કન્યાની યોગ્યતામાં કશી શંકા જ રહી શકે નહિ! આ કૃત્રિમ ગ્રહોને આકાશમાંના ગ્રહોનો ટેકો આપવા માટે જોશીઓ પણ ટાંપી રહેલા જ હોય છે; કેમકે તેથી લક્ષ્મીદેવીની પ્રાપ્તિનો યોગ સધાય છે. આ પ્રમાણે ગ્રહોની સ્થિતિ ઉપરથી પત્ની વિષે અનુમાન બાંધવાની આપણા વડિલોની પદ્ધતિ કરતાં પત્નીના પોતાના જ રૂપ કે વર્તન ઉપરથી અનુમાન બાંધવું એ મને તો વધારે શ્રેયસ્કર લાગે છે.

**ભાનુ૦**—રૂપ ઉપરથી કહ્યું તે બરાબર છે, પણ વર્તન ઉપરથી અનુમાન બાંધવાની વાત તો છોડી જ દો ભાઈ સાહેબ! મારી ખાત્રી છે કે આ શહેરમાં એકત્ર થયેલા આ સ્ત્રીવૃંદમાં જે અત્યંત સુન્દર હશે તેને જ આપ આપની સહધર્મચારિણી તરીકે પસંદ કરવાના અને બાકીની સર્વે જણીઓને આ તળાવનો આશ્રય લઈ પોતાનાં નિસ્તેજ મુખકમળો તેમાંનાં કમળોની નીચે સંતાડી દેવાં પડશે! ભોળા શંકરે યશસ્વી કન્યાની પ્રાર્થના સ્વીકારી એવી તેની દિગંતમાં કીર્તિ પ્રસરશે. અને જેમની પ્રાર્થના ફળીભૂત નહિ થાય તેમાંની કેટલીક તો પોતાની ફરિયાદ નોંધાવવા જાતે જ કૈલાસમાં જશે, એટલે શંકરની શુભ્ર કીર્તિને કલંક લાગવાનો ભય પણ નથી!

**દેવેન્દ્ર**—એ માત્ર તારી અતિશયોક્તિ છે. તું કહે છે તેમાં મને સત્ય લાગે છે તે એટલું જ કે બહુ તો મારા ઐશ્વર્ય ઉપર પ્રીતિ રાખનારી કેટલીક કુમારિકાઓ માત્ર નિરાશ થશે.

**ભાનુ૦**—આવી આપત્તિ ન આવે એવી આપની ઇચ્છા હોય તો તે માટે એક ઉપાય છે.

**દેવેન્દ્ર**—કયો ?

**ભાનુ૦**—યશસ્વી સ્ત્રીને પટ્ટરાણી બનાવવી ને નિરાશ થયેલી બીજી બધી સ્ત્રીઓ માટે એક વિશાળ જનાનખાનું બનાવવું, એટલે દરેકને છેવટે વીસ પચીસ વર્ષે એકાદ વાર તો આપનાં દર્શનનો લાભ મળશે ! ભરયુવાવસ્થામાં એકેક-વાર આપે દર્શન આપ્યા પછી બીજી વખત દર્શનનો લાભ લેવાનો જ્યારે તેમનો વારો આવશે ત્યારે તે ઘરડી ડોશી રૂપે આપને દેખાવાની, એટલો જ માત્ર ફેર પડે !

**દેવેન્દ્ર**—તારી આ મશ્કરીએ તો હદ કરી ભાનુ !

**ભાનુ૦**—વારૂ. આપ જે ભાગ્યશાળી સ્ત્રીને પટ્ટરાણી બનાવશો તેને પણ આપની આ યોજનાથી સર્વાંશે સુખ થશે એમ આપ ધારો છો ? આશા જ ન રાખશો. કારણ, આપની પસંદગી એકપક્ષી થવાની. આપ આપની પ્રિય–અપ્રિયતા તરફ લક્ષ રાખવાના, પણ તે કન્યા આપને ચાહે છે કે કેમ, તે તરફ તો આપનું દુર્લક્ષ હોવાનું.

**દેવેન્દ્ર**—ભાનુ, તારી સમજ છેક જ ભૂલભરેલી છે.

મેં આ વેષ ધારણ કર્યો છે તેનું મુખ્ય કારણ એ જ કે હું જેને પત્ની તરીકે પસંદ કરૂં તે મને પતિ તરીકે ચાહે છે કે નહિ તે મારાથી યથાયોગ્ય રીતે સમજી શકાય. મેં રાજા તરીકે જો આવી માગણી કરી હોત તો સર્વેએ મોઢેથી પણ મારા વિષે પસંદગી દર્શાવી હોત; પણ આ વેષમાં તેવી ધાસ્તી બીલકુલ રહેતી નથી.

**ભાનુ૦**—ખરેખર નથી. કારણ, આ વેષે આપ એમાંની એક્કેયને પસંદ નહિ પડો !

**દેવેન્દ્ર**—એટલે ? તેમને હું પ્રિય થાઉં એવો મારામાં એક્કેય ગુણ નથી ?

**ભાનુ૦**—નથી એમ મારાથી કેમ કહેવાય ? કારણ, આપ દેવેન્દ્ર મહારાજ છો એ હું જાણું છું. પરંતુ જેમને તે જ્ઞાત નથી અને જેઓ માત્ર દેવેન્દ્ર મહારાજને જ પરણવા તલપી રહી છે એવી કુમારિકાઓ આવા ડોળઘાલુ જ્યોતિષી ઉપર મોહી પડે એવું મારી અલ્પબુદ્ધિને લાગતું નથી. આ કુમારિકાઓ હમણાં જ્યોતિષીને જે માન આપે છે તે સાધન સમજીને; પણ એ જ જ્યોતિષીને તેમની સમક્ષ સાધ્ય તરીકે રજુ કરવામાં આવે તો તેઓ તે જ ઘડીએ તુચ્છકાર કરે. વળી જે ગુણ રાજારૂપે આપને શોભા આપે તે જ ગુણ જ્યોતિષીના વેષમાં માત્ર નડતર રૂપ થાય. આપની ચાલવાની ડોળ દમામવાળી આ ઢબ આપને ગર્વિષ્ટમાં ખપાવે. આશ્રિતજનોને ઉપરીઓ અને વડિલો આગળ જેવી

અદબથી વર્તવું પડે છે, તેનો આપમાં પૂર્ણ અભાવ હોવાથી આપ વ્યવહારશૂન્યમાં ગણાવાના. આપનું ઔદાર્ય આપને ઉડાઉ-છપ્પનદીવાળીઆ તરીકે ગણાવે. મતલબ કે 'રાજા' નામનું જાદુ ન હોવાથી અન્યને શી શી અડચણો આવે છે તેની આપને પૂર્ણપણે આ સ્વરૂપમાં ખબર પડશે. નમ્ર, ચતુર ને સત્વશીલ પત્ની હોવી જોઈએ એવું જેમ પુરૂષને લાગે છે, તેમ જ સ્ત્રીને પણ પોતાનો પતિ તેવા ગુણવાળો હોવાની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે.

**દેવેન્દ્ર**—મને હમણાં જે પ્રકારનો અનુભવ થાય છે તેનું તેં આબેહુબ વર્ણન કર્યું છે.

**ભાનુ૦**—વારૂ. આપ આટલા દિવસ થયાં તરંગિણી બહેનનું નિરીક્ષણ કરો છો તે ઉપરથી તેને માટે તમારો શો વિચાર બંધાય છે?

**દેવેન્દ્ર**—તેનું સ્વરૂપ ખરેખર અદ્વિતીય છે. તેને નિર્માણ કરતી વખતે ઈશ્વરે પોતાની સઘળી બુદ્ધિનો ઉપયોગ કર્યો લાગે છે. એનામાં જરા અભિમાન છે; પણ એ દોષ કાલક્રમે જાય તેવો લાગે છે.

**ભાનુ૦** (હસીને)—ત્યારે મારૂં જ ધારવું ખરૂં થયું છેવટે! અપ્રતિમ રૂપના તેજે મોટા દોષોનો પણ લોપ કરી દીધો! તથાપિ જ્યારે આટલો દોષ દેખાવા જેટલી વિવેકશક્તિ આપમાં હજી રહી છે, ત્યારે તરંગિણી બહેન આપનાં સ્વામિની થવાનાં નથી, એ ભવિષ્ય હું આજથી જ કહી મૂકું છું.

**દેવેન્દ્ર**—ભવિષ્યવેત્તાપણાથી મને સ્થાનભ્રષ્ટ કરવાનો તારો ઇરાદો જણાય છે!

**ભાનુ૦**—વારૂ, પણ આપના વિષે તેનો કેવો વિચાર બંધાયો છે?

**દેવેન્દ્ર**—તે જાણવા હજી મને પ્રસંગ જ મળ્યો નથી.

**ભાનુ૦**—એટલે તેમાં પણ હું જ ખરો ઠરૂં છું.

**દેવેન્દ્ર**—વારૂ. પણ ભાનુ, મારે એક પૂછવાનું રહી જાય છે. ઇન્દુમતિ વિષે તારો શો મત બંધાયો?

**ભાનુ૦**—તરંગિણી બહેનને જો વિધાતાએ બુદ્ધિસર્વસ્વ વાપરીને બનાવી હોય તો ઇન્દુમતિને તેણે કલ્પનાસર્વસ્વ વાપરીને નિર્માણ કરેલી હોવી જોઈએ. કેમકે એવા અવયવો કલ્પનાની વિપુલતામાં જ બનવા શક્ય છે.

**દેવેન્દ્ર** (સ્વગત)—તરંગિણીને ઉદ્દેશીને બોલતાં આણે 'બહેન' કહી, પણ ઇન્દુમતિનો નિર્દેશ એકલા નામથી જ કર્યો, તેનું કારણ શું હોવું જોઇએ વારૂ? અત્યંત ઔદાસીન્ય કે નિઃસીમ પ્રેમ? તેના વર્ણન ઉપરથી ઔદાસીન્ય તો ન હોય એમ સ્પષ્ટ લાગે છે. એકંદરે પત્નીની પસંદગી કરવાનું કામ જાત સિવાય બીજા તરૂણને સોંપવું નહિ, એજ ઉત્તમ! (પ્રકાશ) ભાનુ, સૌન્દર્યનું વર્ણન કરતાં તને પણ દોષનું ભાન રહ્યું લાગતું નથી. વળી ઇન્દુમતિનું નિરીક્ષણ મારી વતી ન કરતાં તું પોતાને જ માટે કરતો હોય એમ પણ દેખાય છે.

**ભાનુ૦**—ભાઈ સાહેબ, ઇન્દુમતિના બધા ગુણ જાણ્યા પહેલાં જ આપને મારા વિષે મત્સર થવા લાગ્યો જણાય છે! પણ હજી મેં તેના દોષનો પાઠ ક્યાં વાંચ્યો છે? તે આપ સાંભળશો એટલે આપનો મત્સર અસ્થાને છે, એવી આપની ખાત્રી થશે. એક તો ઇન્દુમતિનો સ્વભાવ અતિશય હઠીલો ને દુરાગ્રહી છે.

**દેવેન્દ્ર** (સ્વગત)—હજી ભાઈ કાંઈ ફતેહમંદ થયા લાગતા નથી!

**ભાનુ૦**—એક વખત તેના મગજમાં એક વાત ભરાણી તો પછી તે બ્રહ્મદેવથી પણ કઢાય નહિ. એવે પ્રસંગે તેની ભ્રુકૂટિ વક્ર થઈને દાંત ઓઠ સાથે એવા જકડાય જાય છે કે તે વખતનો દેખાવ અવર્ણનીય થાય છે!

**દેવેન્દ્ર** (સ્વગત)—ઇન્દુનો પ્રેમ સંપાદન કરવામાં આનો કાંઈ હેતુ હશે? (પ્રકાશ) ભાનુ, પત્નીની પસંદગી જાતે કરવાનો મેં જે વિચાર કર્યો છે, તે તને પસંદ નથી એમ લાગવાને મને કેટલાંક કારણ મળ્યાં છે. આજ સુધી તેં પરદેશમાં પણ મારા ઉપર એક ભાઈની પેઠે પ્રેમ કરીને મને અનેક સંકટના વખતે સાહાય્ય કરી છે. પ્રેમનો એ ઝરો હિંદુસ્તાનનો ખારો પવન લાગતાંની સાથે જ સૂકાઈગયો કે શું?

**ભાનુ૦**—આપને કહું? મહારાજ, તરંગિણી બહેન તેમજ ઇન્દુમતિ દાસી તરીકે પણ જેની આગળ ન શોભે એવી એક કુમારિકા મારા જાણવામાં છે. તરંગિણી બહેનને

નિર્માણ કરીને વિધાતાએ પોતાના બુદ્ધિવૈભવનું એક ચિત્ર રચ્યું, તેમ જ ઇન્દુમતિને નિર્માણ કરતી વખતે તેની વિશાળ કલ્પના એક સુન્દર સ્વપ્ન રચતી હતી, એમ કહી શકાશે. પણ હું જે કુમારિકાની વાત કહું છું તે તેની કલ્પનામાંથી નીકળેલી ને બુદ્ધિવડે રચાયેલી જાણે કાવ્યકૃતિ જ છે, એમાં બીલકુલ શંકા નથી.

**દેવેન્દ્ર**—તો પછી તેને બતાવવામાં વિલંબ શા માટે ?

**ભાનુ૦**—યોગ્ય સમયે તે આપને બતાવીશ જ.

**દેવેન્દ્ર**—વારૂ, આપણે વાતોમાં બહુ વખત કહાડ્યો. આપણી રાહ જોવાતી હશે. વળી પેલા વૃદ્ધ ગૃહસ્થ ટહેલતા ટહેલતા આપણી તરફ જ આવે છે. તેને કાને પણ આપાણું બોલવું પડવું ન જોઇએ.

**ભાનુ૦**—તેનું લક્ષ આપણી તરફ છે જ ક્યાં ? એ મૂર્તિ તો યુવતીમંડળનાં મુખકમળો નીરખવામાં દિંગ થઈ ગઈ છે. એ ગૃહસ્થ અહીંના ન્યાયાધીશ છે એમ સાંભળ્યું છે. પણ ન્યાયના કરતાં રૂપ છણવાના કામમાં જ એ મૂર્તિની કુશાગ્ર બુદ્ધિ અધિક વપરાતી હોવી જોઇએ. એના તાળવામાં એવી મોટી તાલ પડી છે કે કોઈ પણ રમણીની દૃષ્ટિ તેની ઉપર ઠરવી શક્ય જ નથી. અને ચોટલી એટલી જીર્ણ થઈ છે કે જેમ ઉંદર બિલાડીથી ડરીને નાસી જાય તેમ સુન્દરીના કટાક્ષ તેને પડછાયે પણ રહે તેમ નથી. તેની આંખો, કપોલ ને હોઠ એ એટલાં ઉંડાં ગયાં છે, અને નાક તથા

હડપચી એ એટલાં ઉંચાં આવ્યાં છે, કે એ ઉંચી ટેકરી ઉપર ઘડીક રહેવાથી એ ઉંડી ખીણોમાં ઢળી પડવાનો સ્ત્રીઓનાં નેત્રોને ડર જ લાગે! આમ છતાં આ ડોસલાને આ સ્થળે આમ ફેરા ખાવામાં શો હેતુ હશે? પણ એ મૂર્તિ તો રૂપનિરીક્ષણના તાનમાં ને તાનમાં આ આપણી પાસે આવી લાગી. ચાલો અહીંથી. બન્ને જાય છે.

**ભાનુ૦** (પડદા બહાર આવીને)—બહેન, બહેન, આ વિસ્તીર્ણ જગતમાં તને ક્યાં શોધું? આઠ દિશાઓમાંથી જો એક પણ દિશા નિર્માણ થઈ હોત તો હું એ દિશામાં પ્રાણ જતાં સુધી તારી શોધ માટે ચાલ્યો જાત; પણ આ આઠે દિશામાંથી તને કઈ દિશામાં ખોળવી? એ વિષે વિચાર કરતાં કરતાં મારૂં મન અષ્ટધા ભિન્ન થઈ ગયું છે. વારૂ, પણ તું હઈશ કઈ સ્થિતિમાં? તારો નિવાસ મનોરમ મહેલમાં હશે કે ભિખારીની ઝુંપડીમાં? તને ખાવા સુગ્રાસ અન્ન મળતું હશે કે સૂકા ટુકડા? તારા શરીર ઉપર ઊંચાં વસ્ત્રાભૂષણ હશે કે ફાટેલાં ચીંથરાં? તારા પગ સુંવાળા ગાલીચા ઉપર પડતા હશે કે ખરબચડી જમીન ઉપર? હરિ જાણે! તું દુઃખની ઊંડી ખીણમાં પડી હોય તો તને સુખના પર્વતની ઊંચામાં ઊંચી ટેકરી ઉપર બેસારવાનું સામર્થ્ય મારામાં છે. પણ તારૂં અસ્તિત્વ કે વાસ્તવ્ય જ હું જાણતો ન હોવાથી પંગુના કરતાં પણ પંગુ બની ગયો છું. આ રમણીઓની પેઠે તને પણ રાજ્યલાલસાએ આકર્ષીને અહીં ખેંચી આણી હશે? પણ

તેમ હોય એમ ધારીએ, તો તારૂં ઉચ્ચતર લાવણ્યરત્ન આ હીરાકણીઓમાં ઢાંકયું કેમ રહે? ચંદ્ર આકાશમાં પૂર્ણ તેજથી પ્રકાશી રહ્યો હોય તો તેને શોધવા અંધારામાં જવાની જરૂર પડે કે? કે તારી પ્રાણજ્યોતિ જ બુઝાઇ ગઇ છે એમ સમજવું? તેમ થયું હોય તો મારા આયુષ્યની પણ અવધિ પુરી થઈ સમજવી. (ઘડીક શાન્ત રહીને) પણ આમ હાથપગ ભાંગીને બેસવાથી કાંઇ વળવાનું નથી. મેં અહીંના "પંચનાદ" પત્રમાં જે જાહેરાત આપી છે તેનો ઉપયોગ બહેનનો પત્તો મેળવવામાં કદાચ સારો થશે. ત્વરિત ને ખાત્રી ભરેલો આ ઉપાય કેટલે અંશે સિદ્ધિ અપાવે છે, તે હવે જોવાનું છે. અરે, પણ ઇન્દુમતિ પોતાની માની સાથે મારી વાટ જોતી હશે, માટે વિલંબ ન કરવો. જાય છે.

---

## પ્રવેશ ચોથો.

[ ન્યાયાધીશ પર્વતરાય ને જમાદાર વાઘજી: પર્વતરાયનું ઘર. ]

**પર્વત૦**—જમાદાર, હું મહેશ્વરના શિવાલય તરફ ગયો હતો તેથી ઘેર આવતાં મને સહેજ મોડું થયું છે. તમને બહુ વખત ખોટી થવું પડ્યું હશે.

**વાઘજી**—બઉ વાર બેસી ર્યો તેથી હું થયું સાહેબ?

આપના જ કામે ખોટી થયો સું કે બીજા કોઇના ? એક વાર માદળીઆવાળી સોકરી ગોતી દઉં એટલે મારા માથા ઉપરનો ભાર ઉતરે. સાહેબ આ ગરીબ દાસની સેવા આપ નંઇ જ ભુલો. નીકર ઈ બાયના રંગમાં ભુલી જાવ તો પસી મારી બધી મેનત મફતમાં જાય !

**પર્વત૦**—શુદ્ધિમાં તો છો ને જમાદાર ?

**વાઘજી**—ભૂલ્યો સાહેબ, માફી માગું સું. આપને ગમે એવી એક રૂડીરૂપાળી બાયડી મળે તો પસે આપ સાહેબ આ ગરીબ સેવકને ભુલો એમ કાંય બને? આપ એવું કોઈ દી નો કરો. જે માણહ આપનું એવું કાંઈ બોલે ઈ હાવ ખોટું, રાયજી સાહેબ.

**પર્વત૦**—વારૂ, એ તો ઠીક. પણ જમાદાર, મારા વિશે કોઈ કાંઈ બોલે છે કે ?

**વાઘજી**—સાહેબ, લોક તો ગમે ઈ બોલે.

**પર્વત૦**—શું બોલે છે તે કહો તો ખરા !

**વાઘજી**—ઈવાત મારી જીભે આપને કેમ કેવાય સાહેબ ? લોક તો બઉ ભુંડું બોલે સે. ગામને મોઢે કાંય ગરણું બંધાય સે ? આપ સાહેબે મોટું પેટ રાખવું.

**પર્વત૦**—તોપણ તે મારે જાણવું તો જોઈએ !

**વાઘજી**—લોક તો એવું એવું બોલે સે કે આવડો ગલઢો થયો સે પણ કોઈ જુવાન બાય નજરે પડે કે એના મોઢા

હામું જો જો કરે, ને જવાનની ઘોડે આંખું મસકાવા મંડે સે, ને બીજા એવાજ સાળા કરે સે. આ હાંભળતાં મને એટલી રીંહ સડે સે કે પુસો જ માં! મને એમ થઈ આવે સે કે આ લોક આમ આપનું વાંકું બોલે સે તો આપણે પુતળાની ઘોડે હાથ પગ જોડીને બેહી હુંકામ રેવું? આપણે પણ રૂડીરૂપાળી સોડીઉને ઘેરીને બતાવવું જરા પાણી! આપણે તો કાંય કારણ વગર બીજાનું વેણ હાંખ્યીં એવા નથી, હમજ્યા કે સાહેબ? કોય કાંય બોલે તો એને ઈ પરમાણે કરીને જ હામું દેખાડી દઉં! હું કોણ? વાઘજીભાઈ જમાદાર!

**પર્વત૦** (સ્વગત)—જમાદારના આ બોલવા ઉપરથી તે પીઇને આવેલા લાગે છે. પણ જરૂરનું કામ હોવાથી અત્યારે મારે તેની સાથે વાત કર્યા વિના છુટકો નથી. (પ્રકાશ) જમાદાર, મારે તમારી સાથે બહુ અગત્યની વાત કરવી છે. તમે ચિત્ત ઠેકાણે રાખીને વાત કરો તો સારૂં. સાંભળો. ગળામાં જસતના તાવીજવાળી છોડી શોધી કાઢવાનું જે કામ તમને મેં સોંપેલું છે તે શા માટે, એ તમે સમજ્યા છો કે જમાદાર?

**વાઘજી**—એમાં પુસવું હું? પરણ્યા વના ઘરમાં બેહારી દેવા! કોણ મારો દીકરો આવું વરતશે? રાયજી સાહેબ, આપ વચારવાળા તો બઉ! ઈ બાયની ડોકમાં માદળીઉં, ને વળી જહતનું જ જોવે. માદળીઆ વનાની સોડી મળે તો નો પરણોને સાહેબ? બીજો કોય હોય તો રૂડીરૂપાળી બાયડી મળે એટલે લાવીને ઘરમાં બેહાડી દે ને પસે નાખે

એક માદળીઉં એના ગળામાં! જાણે ઈ હોકપગલું જ! અમારી નાતમાં નાતરૂં કરે સે ઈ આમજ, જોવો સાહેબ.

**પર્વત૦** (સ્વગત)—આને હૃદયની વાત કહ્યા વગર છુટકો નથી. તે વગર આ અડબંગ કાંઈ નહિ સમજે ને ઓડનું ચોડ વેતર્યા કરશે. તેના હાથે કામ લેવાનું રહ્યું માટે બધી છાની હકીકત જણાવું જ. (પ્રકાશ) જમાદાર, મેં આજ સુધી મારા જીવનમાંનું એક રહસ્ય મનમાં ને મનમાં દાબી રાખ્યું છે. મારા સિવાય બીજું કોઈ જાણતું નથી, તે તમારા આ કુતર્ક સાંભળતાં તમને જણાવવાની જરૂર લાગે છે. માત્ર એ રહસ્ય તમારે બીજા કોઇને ન કહેવાનું મને વચન આપવું જોઇએ.

**વાઘજી** (પર્વતરાયને ગળે હાથ અડાડી)—આ ગળાના હમ ખાયને કઉં સું કે મારો જીવ જાતાં હુધી હું કોયને નંઈ કઉં. મારો પરાણ જાય પણ ઈ વાત હોઠ બાર નો નીકળે.

**પર્વત૦**—સાંભળો ત્યારે. એ વાતને આવતી વિજયા-દશમીએ અઢાર વર્ષ પુરાં થશે. મારી પ્રિયતમ પત્નીનું મૃત્યુ થયાને હજી બહુ દિવસ થયા નહતા. જે કન્યાની શોધ કરવાનું મેં તમને સોંપ્યું છે તે અમારી એકની એક પુત્રી. તેની સુવાવડમાં જ તેની મા મરણને શરણ થઈ. પુત્રી દેવના ચક્ર જેવી કાન્તિમાન હતી, પણ તે હીણભાગી હોવાથી તેની માતાના મૃત્યુના કારણ રૂપ થઈ એમ મને લાગતાં મેં તેનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. પછી મારી સ્ત્રીનાં ફૂલ ગંગાજીમાં પધરાવવા હું નીકળ્યો તે વખતે તેને પણ

સાથે લીધી. રસ્તામાં એક નાનું ગામડું આવ્યું. તેમાં એક કુલીન અને બહોળા કુટુંબવાળો પણ ગરીબ સ્થિતિનો બ્રાહ્મણ રહેતો હતો. મેં મારી એ પુત્રીને વિજયાદશમીને દિવસે જ પેલા બ્રાહ્મણને સ્વાધીન કરી, અને તેના ખર્ચખૂટણ સારૂ પુરતું ધન પણ એ બ્રાહ્મણને આપ્યું. પરંતુ કદાચ તેની બુદ્ધિ ફરે ને તે આપેલું ધન ઓહિયાં કરી મારી દીકરીનો પણ ત્યાગ કરે એવી શંકા સ્વાભાવિક જ મને થવાથી તેને ઓળખવાના સાધન તરીકે એક કાગળ ઉપર સાંકેતિક આકૃતિ કાઢી તેમાંનો અર્ધો ભાગ જસતના તાવીજમાં મુકયો, ને અર્ધો ભાગ મારી પાસે રાખ્યો. પછી પેલું જસતનું તાવીજ મેં મારી દીકરીના ગળામાં નાખ્યું હતું. સમજાયું કે મારૂં કહેવું ?

**વાઘજી**—હાજી સાહેબ, બધું હમજ્યો. આપના જેવાની સોબતમાં ઘણા દી થ્યા રઉં સું ને હમજું કેમ નંઈ? બઉ વરહની જીભ વળેલી એટલે બોલવામાં અમારી બોલી આવે, પણ આપની ભરામણીઆ બોલી બધી હમજાય તો ખરી સાહેબ.

**પર્વત૦**—બહુ સારૂં ત્યારે ધ્યાનથી સાંભળો. યાત્રા કરીને પાછા વળતાં મારી દીકરીનો ત્યાગ કર્યો બદલ મને બહુ પશ્ચાત્તાપ થવા લાગ્યો; અને તેને પેલા બ્રાહ્મણ પાસેથી પાછી લેવા હું તે ગામ ગયો. તો ત્યાં શું જોયું ? તેનું ઘરબાર બંધ ! આડોશીપાડોશીને પૂછતાં તે બ્રાહ્મણ રાત લઇને જ કયાંક નાસી ગયાનું સમજાયું. ઈશ્વરે મારી નિષ્ઠુરતાનું

મને બરાબર શાસન આપ્યું એમ લાગ્યું! પાછો હું અહીં આવ્યો. રાણી સાહેબે કૃપા કરીને મને મારી જગાએ કાયમ રાખ્યો છે; પરંતુ તેમને શું ખબર કે ન્યાયાસન આગળ આવનારા ગુન્હેગારોના કરતાં પણ અતિ અધમ પુરૂષ તે ગુન્હેગારોનો ન્યાય કરે છે! હું લોકોની નજરે બહારથી જો કે ભાગ્યશાળી દેખાઉં છું; પણ અંતરમાં પશ્ચાત્તાપથી બળી મરૂં છું. જમાદાર, હું દેખાઉં છું તેના કરતાં મારી ઉંમર વીસ વર્ષે નાની છે. વૃદ્ધાવસ્થાનાં આ જે ચિહ્નો દેખાય છે તે અંદર બળતા શોકાગ્નિનું પરિણામ છે. એ શોકાગ્નિના ધગધગતા તાપને લીધે જ મોઢા ઉપર આ કરચલીઓ પડી છે; અને આ વાળની સફેદી પણ એ આન્તરઅગ્નિની રક્ષા જ છે. દેવેન્દ્ર મહારાજ વિલાયતથી આવી તરત જ લગ્ન કરવાના છે, એ વાત મારે કાને પડી ત્યારથી તો મારા મનઃસંતાપની પરાકાષ્ઠા જ થઈ છે; અને મારી ગુમાવેલી પુત્રીની ભાળ મેળવવાની ખટપટમાં હું બરાબર લાગ્યો છું. તે કામમાં અહીં તમારી યોજના કરી છે, તેમ મેં ગામેગામ બંદોબસ્ત કર્યો છે; અને હું જાતે પણ હમેશાં શિવાલય તરફ ફેરા ખાઈને ત્યાં સાંજને સમયે દર્શનાર્થે આવતી કન્યાઓના ગળામાં પહેરેલા અલંકારો નિરખી નિરખીને જોઉં છું. તેનું પરિણામ લોકોમાં કેવું વિપરિત આવ્યું છે તે તમે મને હમણાં જ જણાવ્યું. વાસ્તવિક રીતે હું એ સર્વ કન્યાઓ તરફ કેવળ પિતૃભાવથી જ જોઉં છું. ખેર! મેં તમને રાણી સા-

હેબને આપવા સારૂ જે એક પત્ર થોડા દિવસ ઉપર આવ્યો હતો તેમાં પણ યુવરાજશ્રીના લગ્નનો વિચાર થોડી મુદત મુલતવી રાખવાની મેં તેમને વિનંતિ કરી હતી, એ તમે જાણુતા નહિ જ હો.

**વાઘજી**—ક્યાંથી જાણું સાહેબ ? અમે તો ભાર ઉપાડનારા ગધેડા કેવાયીં. ગધેડા ઉપર હાકર ભરો કે વેળુ ભરો ઈ એને મન તો હરખું જ !

( એક છોકરો વર્તમાનપત્ર આપી જાય છે તે હાથમા લઈ ફેરવતાં )

**પર્વત૦**—ઓહો જમાદાર, આપણે જે વાત કરીએ છીએ તેમાં ઈશ્વરેચ્છાથી જરૂર ફતેહ મળશે એવી આજના આ છાપા ઉપરથી આશા બંધાય છે.

**વાઘજી**—એમાં દીકરી જડી એમ લખ્યું સે સાહેબ ?

**પર્વત૦**—એટલું સહેલું એ કામ નથી, જમાદાર. એમાં ફક્ત એક જાહેરાત આવી છે, તે વાંચવાથી તમને સમજાશે, મારા કહેવાનો હેતુ.

**વાઘજી**—આપ જ વાંસી હંભળાવોને સાહેબ !

**પર્વત૦**—સાંભળો ત્યારે. ( વાંચે છે. ) ‘ સત્તર વર્ષ પહેલાં વિજયાદશમીને દિવસે એક ગૃહસ્થે પોતાની એક અમૂલ્ય થાપણ અમુકને સ્વાધીન કરી. એ બેમાંનો કોઈ પણ અહીંના સ્મશાનમાં આવતા શનિવારે મધ્યરાત્રિએ આવશે તો તેને ઘણો લાભ થશે. એ થાપણ છેવટે એક રાજકુલીનને પ્રાપ્ત

થવાની છે, માટે રાજકુલીને કોઈ પણ મહત્ત્વની બાબતમાં ઉતાવળ ન કરવી.'

**વાઘજી**—મારા હમજ્યામાં તો આમાંથી કાંય ન આવ્યું. મને તો લાગે સે કે આમાં કાંક દગો સે. અડધી રાતે મહાણમાં તેડાવીને ખાય જાવાનો બેત લાગે સે કોય વેતાળ બેતાળનો!

**પર્વત૦**—જાહેરાત નીચે સહી 'વેતાળ'ની છે.

**વાઘજી**—આટલાં વરહથી જમાદારી કરૂં સું તેથી કોક કોક વાર આ ભેજામાંથી આવી નામી જુગતી નીકળી આવેસે, સાહેબ!

**પર્વત૦**—પણ તમારો બાકીનો તર્ક સર્વાંશે ખોટો લાગે છે.

**વાઘજી**—વેતાળ નંઈ હોય તો ભુત હશે. એનો બાપ ઈ!

**પર્વત૦**—ના, તેમ પણ નથી. આ જાહેરાત આપનારને કદાચ મારી પુત્રીના ઠેકાણાની ખબર નહિ હોય; પરંતુ તેની શોધ કરવામાં સારી મદદ થાય, એટલી માહિતી તો જરૂર તેને હોવી જોઈએ, એમ મારૂં ચોકસ માનવું થાય છે.

**વાઘજી**—તો પસે હું વચાર રાયજી સાહેબ?

**પર્વત૦**—વિચાર શો વળી? તમારે શનિવારે રાત્રે શ્મશાનમાં જવું ને બાતમી મેળવી લાવવી, એ નક્કી.

**વાઘજી** (સ્વગત)—ઓય બાપલિયા! મારા હાથ પગ આંયથી જ ભાગી જાય સે! (પ્રકાશ) રાયજી સાહેબ, એમ નંઈ. આ કામ આપનું પંડનું સે. દીકરી આપની એટલે આપે પંડે જ જાવું જોવે. હું ગરીબ માણહ. ઈ સોડી 'બાપા—બાપા'

કરતી મારે ગળે વળગી પડે તો ઈ લોકમાંય હારૂં ન લાગે.

**પર્વત૦**—લોક શ્મશાનમાં શું કરવા-મરવા આવશે ? તમને આગળ કરવામાં મારો પણ બીજો એક હેતુ છે, તે હું તમને જણાવું છું. એ કન્યાનો પિતા હું જ છું એ જો ઉઘાડું પડે, તો કોઈક હરામખોર કોઈ બીજી જ છોકરીને મારી કહી મારે ગળે વળગાડી દે. દેવેન્દ્ર મહારાજનો વેષધારી જેવો ઉભો થયો છે, તેવું જ આમાં પણ બની આવે. માટે હમણાં તો તમારે જ એ છોડીના બાપ તરીકે આગળ થવાનું; અને તેટલા માટે જ મેં તમને તે સંબંધી બધી છાની હકીકત જણાવી છે. સમજ્યા જમાદાર ?

**વાઘજી**—ભારે મેરબાની થઈ આપની. પણ આ બધું બને કેવી રીતે ? જીવતાં જ મહાણમાં જવાનો મારો વચાર કોઈ દી થયો નોતો ! મારે હાથે એટલાબધા લોક ફાંશીને લાકડે લટકયા સે ને ભૂત થ્યા સે કે હું મહાણમાં જાઉં કે તરત ઈ બધાં ભેગાં થઈને મારા તો રાય રાય જેવડા કટકા જ કરી નાખે !

**પર્વત૦**—જમાદાર, તમે આવા બીકણ હશો એવી મને કલ્પના પણ નહોતી.

**વાઘજી**—આ ભાયડો એમ કાંઈ બીય જાય એવો બાયલો નથી, સાહેબ ! પણ એટલો જ વચાર મનમાં આવ્યોતો કે કોયને ભેગું લઇને-એમ નંઈ-કોકની સંગાથે-એમ પણ નંઈ-કોક બીકણ બીલાડીની હારે તેનો સંગાથી થઇને હું જાઉં તો કેમ ?

**પર્વત૦**—નારે ના, જમાદાર. તમારી સાથે કોઈ પણ હોવું ન જોઇએ.

**વાઘજી**—મારી હારે કોઈ આવે એમ હું નથી કેતો, પણ હું કોઈની હારે જાઉં તો કેમ, એ કઉં સું સાહેબ ?

**પર્વત૦**—આમ શબ્દોની અદલાબદલી કરવાથી શું ફળ છે ? કોઇની પણ સાથે ન જતાં તમારે એકલા જ જવાનું.

**વાઘજી** (સ્વગત)—હું જાશ એકલો, પણ મહાણનાં ભુખ્યાં ભડભડતાં ભૂત મને બમણો કે તરણગણો કરશે, તે ?

**પર્વત૦**—જમાદાર, કેમ કાંઇ ન બોલ્યા ? આ કામમાં તમારી જરા પણ કસુર કે ઢીલ થશે તો કામ નહિ આવે, સમજ્યા ? તમારા એદીપણા વિશે આજ સુધીમાં અનેક વાર તમને તાકીદ આપવી પડી છે, પણ આ પ્રસંગે તેમ થવા ન દેશો. એક આ, અને બીજું વેષધારી મહારાજને પકડવાનું એ બે કામ બરાબર બજાવશો તો તમને ઇનામ મળશે અને તે ઉપરાંત નોકરીમાં પણ બઢતી થશે. જો આ કામ તમારાથી બરાબર નહિ બજાવાય તો તમારે નોકરીને કાયમની સલામ કરવી પડશે, એ નક્કી સમજવું.

**વાઘજી** (સ્વગત)—મારૂં હાળું કેમ કરવું ? આ તો ભારે પંસાત થઈ પડી. (સાંભર્યા જેવું કરી) હા, ઈ જુગતી બઉ નામી સે. રામલાને મોકલવો. વળી ઈ મરે તો એક પીડા ટળે. (પ્રકાશ) બઉ હારૂં સાહેબ. આપના હુકમ પરમાણે જ કરીશ.

રાયજી સાહેબ, મારો સોકરો હમણાં આવ્યો સે એને આપની તેનાતમાં નોકરીએ રખાવવો સે.

**પર્વત૦**—તમારો દીકરો ? તમારે છોકરો છે એ તો મેં કદી સાંભળ્યું જ નથી.

**વાઘજી**—મારો નંઈ, પણ મારી વઉનો સાહેબ !

**પર્વત૦**—તમારો કે તમારી સ્ત્રીનો એ એક જ નહિ ?

**વાઘજી**—એમ નંઇ સાહેબ ! મારી બાયડીના પેલા ધણીનો ઈ સોકરો. ગાની વાંહે વાસડું આવે એમ આવ્યો સે એની વાંહે !

**પર્વત૦**—એમ કે ? કેવડી ઉંમરનો છે ?

**વાઘજી**—મોટા ભાયડા જેવો દેખાયસે. બાર બેઠો સે. બોલાવું ?

**પર્વત૦**—એક વિશ્વાસુ માણસની અમારે જરૂર તો છે. બોલાવો અંદર.

**વાઘજી**—આપની મેરબાની સાહેબ. ( બહાર જઈ રામજીને તેડી લાવે છે. રામજી ઉભો રહી સલામ કરે છે. તેને ) અરે ગધેડા, વાંકા વળીને સલામ કરતાં મોત આવે સે ? ( રામજી જમીન સુધી નમીને પર્વતરાયને સલામ કરે છે. ) હં, એમ. નીસા વળીને જેને સલામ કરતાં આવડે ઈજ નોકરીમાં બાદર થાય ! ( સ્વગત ) મનમાં નોય તોય ગરીબાઈનો વેહ કાઢવો પડે. નોકરીની ઈ કુંશી સે.

**પર્વત૦**—છોકરો જણાય છે તો સીધો.

**વાઘજી**—સાહેબ, એવો સીધોદોર કે જાણે નેતર જોય લો. ( રામજીને ) સોકરા, આ રાયજી સાહેબની એવી નોકરી કરવી કે બસ! નોકરી બજાવતાં ભૂત પલીતના હાથે મોત આવે તોય બીવું નંઈ! ( સ્વગત ) એને મહાણુમાં મોકલવો સે એટલે પેલાંથી જ સેતાવવો !

**પર્વત૦**—છોકરા, તારૂં નામ શું ?

**રામજી**—રામલો.

**પર્વત૦**—ઠીક. જમાદાર, તમે જાઓ હવે. તમારા આ રામજીને માટે ગોઠવણ થઈ રહેશે. શનિવારે રાત્રે સ્મશાનમાં જે કાંઈ બને તે રવિવારે સવારે મને વેળાસર જણાવજો.

( વાઘજી ને રામજી બહાર આવે છે. )

**વાઘજી**—જો સોકરા, ખોટાપણાની એક કુંશી મેં તને દેખાડી ને ? શેરગામમાં એના વગર તો ઘડીયેય સાલે નંઈ!

**રામજી**—ઈ મને બઉ ભુંડું લાગે સે. ઈ તો નંઈ હારૂં બાપા!

**વાઘજી**—જો સોકરાનું ડાપણ ! પોતાના બાપને શીખામણ દેવા આવ્યો સે ! સોકરા, તને ખોટું બોલવું નથી ગમતું કેમ ? હાંભળ એનું સાસ્તર. જેને ખોટું બોલવું હોય એણે પેલાં પોતાના મનને કેવું કે હું ખોટું બોલું સું. પસે મારવો ઝપાટો ! સાસ્તરમાં એવું કયું સે કે હાસા મનથી માફી માગે તો ભગવાનના દરબારમાં ઈ પાપ મટી જાય સે ને પરમેશર એનો ગુનો માફ કરે સે.

**રામજી**—ઈ તો મારા બાપથીએ નંઈ થાય, બાપા !

**વાઘજી**—તારા બાપથી તો દી રાત થાય સે ઈ તારો બાપ પંડે કેસે ને ? તું કેસ કે આપણાથી નંઈ થાય ! બાપના કરતાં બેટો ડાયો થ્યો !

**રામજી**—હું ઉઘાડું કઉં સું—

**વાઘજી**—અરે સોકરા, આ હું ઢાંકયું ઉઘાડયું કરવા બેઠો સે ! શેરના લોક બોલે એમ સપસટ કેવાય. એને સંસકરત કે સે. સંસકરતમાં ભુંડું બોલે તોય મીઠું લાગે સે ! આપણે અન્યાય કર્યાં એને એમાં કે સે ન્યાય. અગનાનને કે સે ગનાન, ઈસ્કૂલને કે સે સકૂલ. આમ ઈ બોલીની રીત ઉંધી સે ! એટલે ખોટું કામ કરવું ગુજરાતીમાં ને બોલવું સંસકરતમાં, તો માતાજી બધા ગુના માફ કરે સે. કેમકે સંસકરત ઈ ગુજરાતીની મા સે એવું ઈ લોકની સોપડીઉંમાં સાપેલ સે. આપણા બધા ધરમ સંસકરતમાં જ સે, ગુજરાતીમાં કોઈ ધરમ જ નો મળે, એનું કારણ ઈ જ સે ! તને અમે બધાંય રામલો કર્યાં સર્યાં, પણ આ રાયજી સાહેબને ઘરે તું આવ્યો કે તરત રામલાનો રામજી થઈ ગ્યો, ને થોડા દી રેહ એટલે રામજીનો સંસકરતમાં રામસંદર થાવાનો ! હમજ્યો મારા દીકરા ?

**રામજી**-શેર ગામમાં રેનાર બધાંને ખોટાં જ કામ કરવાં પડેસે બાપા ?

**વાઘજી**—ભૂત ! હાવ ભૂત સે ! રામલા, તને હાસું કામ કરવાનું મળે તો હારૂં એમ તારો વચાર સે ને ? ( વિચાર

કર્યા જેવું કરીને ) તને ગમે એવું એક કામ આવ્યું મારા ધ્યાનમાં. પેલાં તો તું કોઈથી બી નંઈ એવો તને પાકો કરવો જોવે. પેલાંથી જ એમ નંઈ થાય તો તું બીકણ રેવાનો ! રામલા, તેં કોઈ દી મહાણ ભાળ્યું સે ?

**રામજી**—હું નાનો હતો તયીં રોજ રમવા મહાણમાં જાતો.

**વાઘજી**—ઈ ગામડાનું મહાણ ને આ શેરનું મહાણ કેવાય ! ન્યાં વેતાળ, રાખહ, ડાકણું, ને ભુત પલીત રાતે ઉંધે માથે નાસે સે, ને માણહને ગળી જાય સે ! ગામડાના જેવાં ગરીબ ભૂત નંઈ શેરનાં !

**રામજી**—તયેં તો ન્યાં જોવાની બઉ લેર પડે ! બાપા, મેં ભૂત કોઈ દી ભાળ્યું નથી.

**વાઘજી**—તું એનાથી બીશ નંઈ?

**રામજી**—વળી બીક તે હેની ?

**વાઘજી**—હાવ કુંભાર જેવો સે ! બીક હેની ઈ પણ તને હજી ખબર નથી ? થુ તારા જીવતરને ! (સ્વગત) પણ બીતો નથી ઈ ઠીક જ સે. ( પ્રકાશ ) શનેવારને દી અડધી રાતે તને મહાણમાં મોકલવો જોહે.

**રામજી**—કો તો હમીહાંજથી જ હું ન્યાં જઈને બેહું !

**વાઘજી**—ઠીક. પણ હાંભળ. ન્યાં કોણ કોણ આવે સે, ને હું હું વાતું કરે સે, ઈ ધ્યાનથી તારે હાંભળવું ને વેલા ઝળકડે આવીને બધું મને કેવું.

**રામજી**—અડધી રાતે મને ઉંઘ આવી જાય તો કેમ કરૂં ?

**વાઘજી**—મહાણુમાં તે ઉંઘ આવે મારા બેટા ?

**રામજી**—બાપા, મારી ઉંઘની હજી તમને ખબર નથી. જ્યાં પડયો ત્યાં ગડદાપેસ ! મહાણુમાં અડધું પડધું બળેલ મડદું પડયું હોય એની ઉપરેય હું તો ઉંઘી જાઉં ! મને બીક બીક નો લાગે કોયની !

**વાઘજી**—વાહરે વાહ ! મારો દીકરો ભારે હુંશીઆર ! તારે હું કઉં એમ કરવું. હાંભળ. અડધી રાત થાય ત્યાં હુધી મોઢે બોકાનું બાંધીને ઊભા ઊભા પેરો ભરવો, ને કોય ત્યાં આવીને હું કરે સે ઈ જોયા કરવું. પસી મડદું પડયું હોય એમ માથે ઓઢીને હુઈ જાવું, પણ ઉંઘવું નંઈ હો ! વળી બીજી એક વાત ધ્યાનમાં રાખજે કે કોણ હુતું સે ઇ કોયને જણાવા દેવું નંઇ.

**રામજી**—એની કાંય સંતા નંઈ. મોઢા ઉપર ઓઢીને મડદાની ઘોડે એવો પડયો રઉં કે કોય મારી પાંહે જ આવે નંઈ.

**વાઘજી**—ખરો બાદર સોકરો ! હાલ, હવે આપણે ઘરે જાયીં.



## પ્રવેશ પાંચમો.



[ દેવશંકર જ્યોતિષીના વેષે દેવેન્દ્ર; ભાગિરથી, તરંગિણી, ઈન્દુમતિ ને સત્યભામા : શંકરલાલ શાસ્ત્રીનું ઘર.]

**ભાગિરથી**—જોશી મહારાજ, તમારા ભવિષ્યવાદની પ્રશંસા આખા શહેરમાં થાય છે; પણ એ વિદ્યાનો લાભ હજી અમને મળ્યો નથી. અમને તે મળવો ન જોઈએ કે ?

**દેવેન્દ્ર**—તેનું કારણ એ છે કે આપની પુત્રી જેવી જે અદ્વિતીય સુન્દર યુવતીઓ હોય છે તેના હાથની રેષાઓના કરતાં રૂપરેષા ઉપરથી જ તેના ભવિષ્યની ગણત્રી કરી શકાય છે; અને એ કાર્ય સામાન્ય મનુષ્યોથી પણ થઈ શકે છે. બીજું એ કે, જેમ વૈદ્ય પોતાના સંબંધીની ચિકિત્સા શાન્ત ને નિશ્ચલ બુદ્ધિથી કરી શકતો નથી, તેમ જ્યોતિષી પણ પોતાની બુદ્ધિનાં ત્રાજવાં સમતોલ રાખીને પોતાના આશ્રયદાતાનું ભવિષ્ય વર્તી શકતો નથી. આ પ્રમાણે આપની કન્યાનું ચોકસ ભવિષ્ય કહેવાનું એક દૃષ્ટિએ અનાવશ્યક છે, અને બીજી દૃષ્ટિએ અશક્ય પણ છે.

**ઈન્દુ૦**—કાકી, આ જોશી મહારાજ હાથ જોઈને ભવિષ્ય કહેવા કરતાં મ્હોં જોઈને કહેવામાં વધારે હોંશિયાર જણાય છે, ખરૂં ને ?

**ભાગિરથી**—ઈન્દુ, બોલવામાં તો તું કોઇ પંડિતને પણ

પાછો પાડે તેવી છે. તારો વર પણ તારા જેવો જ વિદ્વાન્ શોધવો જોઇશે.

**ઈન્દુ૦**—અર્થાત્ રાજા નહિ, એ જ તમારા કહેવાની મતલબ ને ? પણ મને તો તેમાં હાનિ બીલકુલ દીસતી નથી; ઉલટી ધન્યતા જ લાગે છે. રાજા એટલે રજોગુણની મૂર્તિ ! રાજા ગમે તેટલો બલાઢ્ય હોય તોપણ તેની સત્તા પોતાના રાજ્યમાં જ ચાલે છે; તેથી ઉલટું વિદ્વાનની સત્તા તો આખા જગત્ ઉપર ચાલે છે. એક પ્રાચીન કવિ કહી ગયો છે કે,

**विद्वत्वं च नृपत्वं च, नैव तुल्यं कदाचन ।**
**स्वदेशे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते ॥**

રાજાનાં રાજ્યો પણ વિદ્વાનોની વિદ્વત્તાને લીધે જ નિયંત્રિત ચાલે છે, અને સુરક્ષિત રહે છે. વિદ્વાનના કરેલા કાયદાને રાજાને પણ તાબે રહેવું પડે છે.

**દેવેન્દ્ર** ( સ્વગત )—આવા સ્પષ્ટ ઉદ્ગાર સાંભળવાનો યોગ મને રાજા તરીકે કદી મળ્યો નહોત !

**ભાગિરથી**—આ વિચાર ક્યાં સુધી રહેવાના ? જ્યાં સુધી દેવેન્દ્ર મહારાજ પોતાની વધૂની પસંદગી કરવા તારી સામે આવ્યા નથી ત્યાં સુધી જ ને ?

**ઈન્દુ૦**—દેવેન્દ્ર મહારાજ પોતાને માટે વધૂની પસંદગી કરે, પણ વધૂને પોતાના પતિની પસંદગી કરવાનો હક્ક નહિ ! આ કેવો એકપક્ષી ન્યાય ! આ એકતરફી વિવાહ-પદ્ધતિ વિલાયતી હશે ?

**ભાગિરથી**—એ બધું મહારાજને મોઢે જ તું કહેજે ને? મામાનું ઘર કેટલે? દીવો બળે એટલે! હવે બહુ વાર ક્યાં છે?

**ઇન્દુ૦**—હું જરાએ બીવાની નથી. એવો પ્રસંગ આવશે તો હું તેમને સ્પષ્ટ કહી દઈશ કે મારો વિવાહ તો પહેલાંથી થઈ ગયો છે.

**ભાગિરથી**—હદ થઈ બાઈ આજકાલની ભણેલી છોડીઓની! (સ્વગત) આને પાણી ચડાવીને મનમાં એ વિચાર દૃઢ કરાવું તો એક ફાંસ ઓછી થાય. (પ્રકાશ) ઇન્દુ, તું કહે છે તે જ પ્રમાણે વર્તવાની કે માત્ર તડાકા મારવા પુરતી જ?

**ઇન્દુ૦**—મનથી એકને વર્યા પછી ફરી વિવાહ કરવાનું રહે છે, કાકી? મેં એ કહ્યું ન હોત તોપણ આ જોશી મહારાજ વર્ત્યા વિના થોડા જ રહેત?

**ભાગિરથી** (સ્વગત)—હાશ! મને કાળજે ટાઢક વળી જરા. (પ્રકાશ) જોશી મહારાજ, કહો જોઇએ એણે કોને પસંદ કર્યો છે?–નહિ, એ મનથી કોને વરી છે?

**દેવેન્દ્ર**—તે હાથ બતાવે એટલે કહું.

**ઇન્દુ૦**—નહિ. હું મારો હાથ કોઈ પરપુરૂષને બતાવનારી નહિ.

**દેવેન્દ્ર**—ઇન્દુબહેન, તમારી તેમાં ભૂલ છે. સ્ત્રી ગમે તેવી પતિપરાયણ હોય તોપણ તેણે વૈદ્યને અને જ્યોતિષીને તો પોતાનો હાથ બતાવવો જ પડે.

ઇન્દુ૦—વૈદ્યને હાથ બતાવ્યા વગર નથી ચાલતું, પણ જ્યોતિષી માટે તેવું નથી.

દેવેન્દ્ર—માણસ રોગથી કે જીજ્ઞાસાથી આતુર થાય એટલે તેને વૈદ્યનો કે જ્યોતિષીનો આશ્રય લેવો જ પડે છે.

ઇન્દુ૦—વૈદ્ય રોગ મટાડી શકે છે, અને જ્યોતિષી રોગની –ભવિષ્યની–પરીક્ષા કરી શકે છે. મારે એ બેમાંથી એકે નથી જોઇતું. મારૂં ભવિષ્ય હું જાણું છું. તમારા કહેવાથી તે સાંભળી બીજાઓને આનંદ કે દુઃખ થશે કદાચ, પણ મને તેથી લાભ કે હાનિ શાં ?

દેવેન્દ્ર—પોતાનું ભવિષ્ય જાણવાની અને તે સુધારવાની માણસને જેટલી જરૂર હોય છે, તેટલી જ ભવિષ્ય દૃઢ કરી લેવાની પણ હોય છે. તમે જે પતિ પસંદ કર્યો છે, તેનો તમારી ઉપર સાચો પ્રેમ છે કે નથી તે જાણવું એ કાંઈ ઓછું મહત્ત્વનું છે ?

ઇન્દુ૦—મેં તમને એક વાર કહ્યું છે કે હું હાથ નહિ બતાવું, તે ચોક્કસ સમજવું. મારી બાંધી મુઠી સવાલાખની છે તે જ મારે ઉત્તમ છે. તમે આવા પ્રવીણ જ્યોતિષી કહેવાઓ છો ને હું હાથ નથી બતાવવાની એ જાણી શકો છો, છતાં આટલો બધો આગ્રહ કરો છો તેથી મને ઘણી નવાઈ લાગે છે. આથી મારે તમને કોઈ જુદા જ હેતુથી હાથ બતાવવો પડશે.

દેવેન્દ્ર ( સ્વગત )—ભાનુપ્રસાદ કહેતો હતો તેમ આનો સ્વભાવ અત્યંત હઠીલો જણાય છે ખરો.

**ભાગિરથી**—જોશી મહારાજ, હાથ જોયા વિના વર્તી નહિ શકો ?

**દેવેન્દ્ર**—આવાં દુરાગ્રહી માણસો મળે, ત્યારે તેમનું ભવિષ્ય પ્રશ્નના સમય ઉપરથી પારખવાની ગોઠવણ પણ ગ્રન્થોમાં કરેલી છે. ઘટિકાનું લગ્ન મળે એટલે ઉત્તર નીકળે !

**ઇન્દુ૦**—ઓહો ! બહુ ભારે કહ્યું તમે ! કોનું લગ્ન, કોની સાથે, ને કયા મુહૂર્ત થવાનું તે જાણ્યા પછી તમારે કહેવાનું રહ્યું શું ?

**દેવેન્દ્ર** ( વિચારમાંથી જાગ્યા જેવું કરી )—હું, સમજાયું. ઇન્દુ-બહેને પસંદ કરેલો તેમનો પતિ કેવો છે તે કહું છું. વર્ણે ગોરો, રૂપે સુન્દર, શરીરપ્રકૃતિએ સુદૃઢ અને બુદ્ધિએ અ-સામાન્ય. કેમ મળે છે કે બહેન ?

**તરંગિણી**—જોશી મહારાજ, આવા પ્રશ્નનો ઉત્તર એ ભાગ્યે જ નકારમાં આપી શકે. દરેક યુવતીને પોતાનો પતિ સર્વાંશે તમે વર્ણવેલા રૂપગુણવાળો જ ગમે તેમાં કાંઈ નવાઈ જેવું નથી. માટે કાંઈ નિશ્ચયાત્મક કહો ત્યારે ખરૂં.

**દેવેન્દ્ર**—પરિચય બહુ દિવસનો હોવો ન જોઈએ; બહુ તો એક અઠવાડીઆની અંદરનો જ.

**ઇન્દુ૦**—જોશીજી, બસ કરો હવે આ ઠઠ્ઠામશ્કરી ! બીજા કોઇનો હાથ જોવાનો નથી તમારે ?

**તરંગિણી**—આપે પરિચયનો સમય કહ્યો, પણ હજી સ્થળ ક્યાં કહ્યું છે ? એટલું તો કહો જ.

ઇન્દુ૦—તરંગિણી બ્હેન, બંધ કર હવે તારી ચાલાકી! જોશીજી, તમને મારા સોગન છે, કાંઈ વધારે બોલો તો.

દેવેન્દ્ર—તમને કાનમાં કહું તો ?

ઇન્દુ૦—હા, તો કાંઈ હરકત નથી.

દેવેન્દ્ર (સ્વગત)—ભાનુપ્રસાદ ઉપર આનો પ્રેમ થયો છે કે કેમ, તે જાણવાની આ બહુ સારી સંધિ છે. (ઇન્દુમતિના કાનમાં તે કાંઇક કહે છે. તે સાંભળી ઇન્દુમતિ આશ્ચર્યચકિત થાય છે.)

ભાગિરથી (સ્વગત)—હં! ખાસ કરીને અહીં કંઈક પાણી મરતું જણાય છે ખરૂં! (પ્રકાશ) ઇન્દુ, ઠીક થયું બ્હેન, તું તો વિવાહની ખટપટમાંથી છુટી. (સ્વગત) ઇન્દુનું તો ઠેકાણું પડી ગયું. હવે રહી ફક્ત આ ભમરાળી ભામી મારી લાડકી તરંગિણીના માર્ગમાં વિઘ્નરૂપ. નાનપણથી પેટની દીકરીની પેઠે ઉછેરીને મોટી કરી, લાડ લડાવ્યાં, પણ છેવટે તે પોતાની જાત ઉપર જ જવાની! એને એક વાર ઘરમાંથી ક્યારે વળાવું એમ થાય છે! (પ્રકાશ) જોશી મહારાજ, તમે ઇન્દુના સંબંધમાં હમણાં જે ચમત્કાર કરી બતાવ્યો તેથી મારી ઉત્કંઠા બહુ વધી પડી છે. મારી આ તરંગિણીના લગ્નના જોગ કેવા છે તે જાણવાની મને અતિશય જિજ્ઞાસા થઈ છે; ને તેની સાથે ચિન્તા પણ થાય છે. તમે તે દૂર કરશો કે?

દેવેન્દ્ર—હાથ જોઇને ભવિષ્ય કહેવાનું મારા હાથમાં છે; ચિન્તા દૂર કરવાનું નથી.

**ભાગિરથી** ( સ્વગત )—આવા મુવાઓને જરાક પુછીએ કે ચડી બેસે ચણાના ઝાડ ઉપર. ( પ્રકાશ ) જુઓ દેવશંકર મહારાજ, એવી ચિન્તા થવા માટે કાંઈ ખાસ કારણ છે એમ નથી હો ! તમે જ કહોને કે આવું રૂપ ને શરીરનો આવો નાજુક બાંધો હોવા છતાં મને ચિન્તા શા માટે હોય ? પણ કહે છે ને કે માનું આંતરડું ! વળી ક્યારેક ક્યારેક દેખાવમાં સાધારણ પણ પહેરવા ઓઢવામાં ઠાઠમાઠ કરવાવાળી ને હલકા કુળની છોકરીઓએ સારા સારા પુરૂષોને મોહમાં નાખ્યાની વાતો સાંભળવામાં આવે છે, તેથી જ મને કંઈક ધાસ્તી જેવું લાગે છે. તરંગિણી, આમ આવ બહેન, જોશી મહારાજની સામે ઠીક થઇને બેશ. ( તરંગિણી આગળ આવી જ્યોતિષી પાસેની ખુરશી ઉપર બેસે છે. ) આટલું ચાલતાં જ થાકી ગઈ ને? તારી નાજુકાઇની પણ હદ થઈ બહેન ! રાજમહેલમાંની મખમલની ગાદીઓ અને તકીઆ પણ તને ખુંચશે ! પરસેવો પણ કેટલો બધો થઈ ગયો છે ! ઓગળી જાય છે ! જોશી મહારાજ, આવી નાજુક પ્રકૃતિને લીધે મારી આ લાડકીનો વિદ્યાભ્યાસ પણ બહુ સારો નથી થયો. ભામી જેવી સામાન્ય પણ મજબૂત બાંધાની છોકરી તેનાથી વધી ગઈ છે. ઇન્દુને માત્ર તરંગિણીએ કોઈ દિવસ ઉપર આવવા નથી દીધી.

**ઇન્દુ૦**—તેનું કારણ મારો હઠ ! માસ્તર પાઠ આપે એક તો મારે વાંચવો બીજો જ !

**ભાગિરથી**—હમણાં હમણાં અમદાવાદી ચન્દ્રકળાનો

બોજો એનાથી સહેવાતો નથી માટે સરબતી ઝીણી મલમલના સાળુ ને જાપાનીઝ બોજરીઆનાં પોલકાં જ તે પહેરે છે. અંબોડા બાંધવાથી વાળ તણાય ને તેથી માથું દુઃખે, માટે વાળ છુટા જ રાખે છે. દાગીનામાં ફક્ત મોતીની બેસરી માળા ગળામાં રાખે છે.

**ઇન્દુ૦**—તેનું ખરૂં કારણ હું જાણું છું તો ! દેવેન્દ્ર મહારાજ વિલાયતમાં રહી આવ્યા છે એટલે તેમને દેશી ચીજોના કરતાં પરદેશી અને ફેશનેબલ ચીજો જ વધારે પસંદ હોય ! તેમના વિલાયતી ઘાટના ખમીસ ને જાકીટ લાકીટની સાથે અમારી આ દેશી ચોળીના કરતાં વિલાયતી ફેશનનું ઝુલો ને ફુમતાંવાળું કબુતરખાના જેવું પોલકું જ વધારે શોભે !

**તરંગિણી**—જા, જા, બહુ ડોઢડાહી !

**ઇન્દુ૦**—હું તો આમ બીજાને માટે મારો પહેરવેશ બદલું નહિ. જેનો મારા ઉપર પ્રેમ હશે તે મારી ખાતર મારા પહેરવેશ ઉપર ને મારા દરદાગીના ઉપર પ્રેમ નહિ કરે ? જે એને જ લીધે મને છોડી દેવા તૈયાર થાય તેનો મારા ઉપર પ્રેમ શાનો ?

**દેવેન્દ્ર**—દેવેન્દ્ર મહારાજ ઉપર આમની અન્તઃકરણની પ્રીતિ જણાય છે !

**ભાગિરથી**—પુછશો જ માં ! બાપડીએ તેમના માટે તો હમણાં હમણાંનું ખાવાનું પણ તજી દીધું છે. રાતદિવસ

તેનું જ ચિંતન કરી રહી છે. તેના નશીબમાં શું લખાયું છે તે તો હરિ જાણે!

**દેવેન્દ્ર**—સત્ય સંકલ્પનો દાતા ભગવાન છે. વારૂ, પણ દેવેન્દ્ર મહારાજ ઉપર એટલી બધી પ્રીતિ થવા માટે તેમનો ક્યાંઈ મેળાપ થયેલો કે કેમ?

**ભાગિરથી**—મેળાપ તે ક્યાંથી થાય? તેમની છબી ને લોકોના મોઢાની વાતો, એટલાએ જ એને ગાંડી કરી મુકી છે.

**દેવેન્દ્ર**—બહુ ચમત્કારિક કહેવાય!

**ઇન્દુ૦**—પણ, વિલાયતમાં રખાવેલી દાઢી મહારાજ ઉતરાવી નાખશે, એટલે એની પ્રીતિમાં તફાવત નહિ પડે કે?

**દેવેન્દ્ર**—નહિ. ઇન્દુબહેન, મ્હોં ઉપરના વાળમાં ફેરફાર થાય તેથી પ્રીતિમાં પણ વાળના જેટલું અન્તર પડતું હશે કે?

**તરંગિણી**—હાશ! ઇન્દુ, તારી મઝાક પણ કંઈની કં જ બાઈ! જોશી મહારાજ, મારો હાથ જુઓ છો કે હું જાઉં?

**દેવેન્દ્ર** (તરંગિણીનો હાથ જોતાં સ્વગત)—ગમે તેને પણ અનુકૂળ ભવિષ્ય કહેવાથી કહેનાર ઉપર તેની આસ્થા બેસે છે. (પ્રકાશ) આયુષ્ય ઘણું લાંબું છે.

**તરંગિણી**—શ્રીમંતના કરતાં ગરીબને જ આયુષ્ય બહુ લાંબું હોય છે, મહારાજ!

**ઇન્દુ૦**—જોશીજી, લાંબું આયુષ્ય એ કાંઈ મહત્ત્વની

બાબત નથી; પણ તે સુખમય છે કે દુઃખમય તે પ્રથમ જાણવું જોઇએ.

**દેવેન્દ્ર**—એ પણ ખરૂં જ. ઉત્તર ધ્રુવની રાત્રી કરતાં ભૂમધ્ય રેષા ઉપરનો દિવસ સારો. માતુશ્રીનું સુખ સારૂં છે.

**ભાગિરથી**—એમાં તમે નવું શું કહ્યું ? હાથના કાંકણને આરશીની શી જરૂર ?

**દેવેન્દ્ર**—પિતા તરફનું સુખ બહુ ઓછું છે.

**ભાગિરથી**—તમને પણ તે સમજાયું કે ? તેમનું સુખ નથી એ ખરૂં જ છે. ખરૂં જોઇએ તો આવી રૂપગુણનો ભંડાર ને દેવના ચક્ર જેવી દીકરીને સારૂં ઠેકાણું મેળવવાની તેમણે જ ખટપટ કરવી ન જોઇએ કે ? પણ સ્વભાવ પડચો છેક આળસુ એદી !

**દેવેન્દ્ર**—ભાગિરથી બહેન, તમે છો ત્યાં સુધી તેમણે ચિન્તા શા માટે કરવી જોઇએ ? તમે બધું સંભાળો છો ને ? આમનો વિવાહ રાજકુટુંબમાં થવાનો યોગ છે.

**ભાગિરથી**—તમારા મોઢામાં સાકર ! પણ તમે એ કંઇક મોઘમ બોલ્યા. રાજાની સાથે લગ્ન થવાનો યોગ છે કે કેમ, તે સ્પષ્ટ કહો તો ઠીક. નહિ તો દેવેન્દ્ર મહારાજના ભાણેજ વસંતરાયજી પણ રાજકુટુંબના જ ગણાય !

**દેવેન્દ્ર**—તે વિષે અત્યારે હું કાંઇ કહી શકતો નથી. તે યત્નસાધ્ય છે એટલું ચોક્કસ.

**ભાગિરથી**—યત્નસાધ્ય હશે, તો તે માટે ખાત્રી જ છે એમ કહીશું તો એ ચાલશે. કારણ, અમે પ્રયત્ન કરવામાં થોડું જ બાકી રાખીશું ? બહેન, આમ આવ હવે. નિરાશ ન થા.

**દેવેન્દ્ર**–હવે કોનો હાથ જોવાનો છે ? આ સત્યભામાનો જોઉં ?

**ભાગિરથી**—તેના હાથમાં શું જોવાનું છે ? હશે બીજી ઘણી છોડીઓના જેવું જ. તેમાં વળી કામ કરી કરીને એના હાથની રેખાઓ પણ ઘસાઈ ગઈ હશે ને હથેળી તપેલીના તળીઆ જેવી થઈ ગઈ હશે. ( વિચાર કર્યા જેવું કરીને ) પણ ખમો, તેનો હાથ જુઓ તો ખરા. ભામી, આમ આવ જોશી મહારાજની સામે. ( સત્યભામા દેવેન્દ્રની સામેની ખુરશી ઉપર બેસે છે. દેવેન્દ્ર તેનો હાથ પોતાના હાથમાં લઇને જોવા માંડે છે. ) સત્યભામા, તારો હાથ આટલો ધ્રુજે છે કેમ ? ગભરાઈશ નહિ. તને એવા હોંશિયાર કારકુન સાથે પરણાવીશ કે કુટુંબનું ગુજરાન ચલાવીને મહીને બે ચાર રૂપીઆ બચાવે. ફીકર ન કરીશ.

**દેવેન્દ્ર** ( સ્વગત )—આ હાથ કેટલો સ્નિગ્ધ છે ? અને આ મુખમુદ્રા શરમને લીધે કેવી મોહક લાગે છે ! એણે પહેરેલાં જાડાં લુગડાં પણ એની સ્વાભાવિક સુન્દરતામાં અનુપમ વધારો કરે છે !

**ભાગિરથી**—હં, જોશી મહારાજ, તમે એના મ્હોં સામે બહુ વારથી કેમ જોઇ રહ્યા છો ? હાથમાં કંઈ દેખાતું નથી કે શું ?

**દેવેન્દ્ર**—જેનો નિર્ણય હાથ ઉપરથી કરી ન શકાય,

તેનો ક્યારેક ચહેરા ઉપરથી ચોક્કસ નિર્ણય કરી શકાય છે.

**સત્ય૦** (સ્વગત)—કોણ જાણે શાથી પણ આમના હાથમાં હાથ આપવાથી આજ સુધીમાં કદી અનુભવ્યું ન હોય તેવું અનુપમ સુખ મને લાગે છે. અને એમ જ થઈ આવે છે કે જાણે હાથની સાથે બધું જીવન જ તેમને સ્વાધીન કરી દઉં! પણ મારા જેવી અભાગણીને એ વિચાર શા કામનો? હું હમણાં થોડા દિવસ થયાં આ વિચાર દબાવવા પ્રયત્ન કરૂં છું, પરંતુ તે સંધિ મળતાં જ સહસા ઉછળી આવે છે.

**દેવેન્દ્ર**—આને માતપિતાનું સુખ બીલકુલ નથી.

**ભાગિરથી**—ક્યાંથી હોય? એ નાનપણથી જ નમાબાપી થઇ પડી છે! અમે ઘણાં વર્ષ ઉપર યાત્રાએ ગયાં હતાં ત્યારે તરંગિણીના પિતાએ દૂરની સંબંધી સમજીને એને રાખી લીધી, અને ઉછેરીને મોટી કરી. મારી તરંગિણીમાં ને આનામાં એમણે ભેદ ગણ્યો નથી. એ ઉપકારનો બદલો ભામી કેવોક વાળે છે તે તો હવે જોવાનું છે!

**દેવેન્દ્ર** (એકાએક વિસ્મય પામીને)—શું? આના હાથમાં રાજચિહ્ન?

**ભાગિરથી**—કેમ ચમક્યા જોશી? કાંઈ અનિષ્ટ જણાય છે? એવું જણાતું હોય તો મનમાં રાખશો માં. એને તે માટે કાંઈ નહિ લાગે. ભારે હિંમતવાન છોકરી છે! તરંગિણી જેવી ન્હોય નાજુક કે બીકણ!

**દેવેન્દ્ર**—ના, તેમ નથી, પણ એના નશીબમાં રાજયોગ છે.

**ભાગિરથી**—એને રાજયોગ? તમારી દૃષ્ટિમાં જરૂર ભૂલ થાય છે! તમને લાગતું હશે કે તમે હજી તરંગિણીનો જ હાથ જુઓ છો! એને જો રાજયોગ હોય તો અમારી ચાકરડી લખમીને પણ કેમ ન હોય? અથવા, તમે કહો છો તે પણ એક રીતે ખરૂં થાય. કારણ, અમારી તરંગિણી એક વખત રાણી થાય તો તે પોતાના લાગવગથી વસંતરાયજી સાથે સત્યભામાનું ચોકઠું જરૂર બેસારી દે. મારી દીકરીનું દીલ બહુ ઉદાર છે; અને તે એટલે સુધી કે ઉદારતા કોને બતાવવી ને કોને નહિ એનું પણ એને ભાન નથી રહેતું.

( વાઘજી જમાદાર પ્રવેશ કરે છે. )

**વાઘજી** ( સ્વગત )—માદળીઆવાળી સોડીનો પત્તો મેળવવાનું કામ મને આજ લગણ બઉ ભારે લાગતું'તું, પણ એનાથીય વધારે ભારે ઢોંગી મારાજનો પત્તો મેળવવાનું કામ આવ્યું સે. પણ ઈ બઉ ઠીક થ્યું સે. હવે આપણે ગમે ત્યાં ઘુસી જાયીં તો કોણ મારો દીકરો પુસનાર સે! ઠીક. પણ ઈ ઢોંગીને હું કે સે? રાંડનું ભુલી જવાય સે. ( સંભારે છે ) હં, હાંભર્યું. બંસધારી—ના, વેહધારી મારાજ!

**ભાગિરથી**—આવો જમાદાર. મહારાજા તરફના શા સમાચાર છે? ખુશી આનંદમાં છે ને?

**વાઘજી**—હા. સે એમ જ કેવાય; નથી કેમ કેવાય?

**ભાગિરથી** ( સહેજ અધીરી થઇને )—એટલે ?

**વાઘજી**—મારાજ ઉપર આવ્યો સે એક પરસંગ !

**તરંગિણી**—એટલે શું પણ ? જે હોય તે એકદમ કહી દોને ?

**વાઘજી**—એક ઢોંગી વેહધારી મારાજની ગાદી દબાવી પાડવાની ખટપટ કરે સે. ઈ નાકે નેણે હુબેહુબ મારાજના જેવો જ દેખાય સે, એમ કેવાય સે. એની યુગતીની જુગતી કરવા મારાજે પણ પોતાને ફરતો કડેકોટ સોકીપેરો મેહારી દીધો સે.

**ભાગિરથી**—ત્યારે તો તમારી તેમની સાથે મુલાકાત જ થથી નઈ ને ?

**વાઘજી**—આ બંદો મારાજને મળ્યા વના પાસો આવે મરો કે ? મળ્યા ખરા ને મારાજે મને બોલાવ્યો ને વાતુંય કરી !

**ભાગિરથી**—શું શું વાત કરી, તે સવિસ્તર કહો અમને.

**વાઘજી**—એક પેરાવાળો હતો મારો ભાયબંધ. તેને મેં જરાક મદત કરી.

**ભાગિરથી**—તમે તેની મદદ લીધી, એમ કે ?

**વાઘજી**—એમ નંઈ. એને મેં મદત કરી–પાઈ. ને ભાયબંધ એના ઘેનમાં ડોલાં ખાવા લાગ્યો, એટલે તેને પાડી દીધો હેઠો, ને હું ઉભો જઈને દાદરામાં એને ઠેકાણે ! મારાજ હેઠે ઉતરવા આવ્યા એટલે મને જોઇને કયું કે, " ઈ કોણ હુરામખોર ન્યાં ઉભો સે ? "

**ભાગિરથી**—વાહ જમાદાર! મહારાજે તમને બહુ સારા શબ્દોથી વધાવ્યા હો!

**વાઘજી**—ગમે તેમ પણ મને બોલાવ્યો તો ખરો!

**દેવેન્દ્ર** (સ્વગત)—કેવો ગપ્પીદાસ છે? (પ્રકાશ) તમે મહારાજને જોયા કહો છો, તો તે મારા જેવા દેખાય છે કે?

**વાઘજી** (સ્વગત)—મારૂં હાળું આ એક મોટી પંસાત થઈ! પણ હું ક્યાં આવાને દાદ દઉં એવો સું? (પ્રકાશ) મારાજ તમારા જેવા દેખાય સે, એમ? હા, દેખાય સે ખરા. બેયનાં મોંઢા હરખાં જ, પણ જરાક ફેર લાગે સે. મારાજનું મોઢું દેખાય સે પુનમના સંદરમા જેવું ને તમારૂં દેખાય સે ઘૂડના જેવું.

**દેવેન્દ્ર**—વારૂ. ચાલવાની ઢબછબ?

**વાઘજી**—મારાજની મરદના જેવી ને તમારી મડદાલના જેવી!

**સત્ય૦** (સ્વગત)—મુઆને મોઢે જે આવે છે તે બકે છે.

**તરંગિણી**—જમાદાર, તમારા જેવા સીપાઈ માણસનું બોલવું હોય છે સ્પષ્ટ, પણ તેમાં સત્યાંશ કાંઈ ઓછો નથી હોતો!

**દેવેન્દ્ર**—વારૂ, જમાદાર સાહેબ, મારા શરીરનો બાંધો મહારાજના જેવો જ દેખાય છે કે?

**ભાગિરથી**—જોશી મહારાજ, જાણીબુજીને પોતાનું અપમાન એની પાસે શા સારૂ કરાવો છો?

**વાઘજી** (સ્વગત)—આ બરામણે મારૂં ગળું ઝાલ્યું સે?

હજી સોડતો નથી. પણ બંદોય કાંય હઠે એવો નથી. ( પ્રકાશ ) ઠીલે કો સો ? ઈ કાંય મેં નથી ભાળ્યું ! પણ હશે મારાજનું હાથી જેવું ને તમારૂં હાંઢીઆ જેવું !

**ભાગિરથી**—લો, શી શોભા વધી ?

**વાઘજી**—ભાગિરથી બાઈ, ઢોંગી–અરે ભૂલ્યો–વેસધારીની બાબતમાં કેવો બંદોબસત કરવો જુવે ઈ તમને, તરંગણી બેનને અને ઈંદુમતિ બેનને મારે કેવાનું સે. પણ ઈ કોય બીજાની હરૂભરૂ કહેવાય નંઈ. ( સ્વગત ) આવી હુંશિયારી રાખ્યા વના નભે નંઇ તો !

**ભાગિરથી**—ત્યારે ચાલો આપણે અંદર જઇએ.

( દેવેન્દ્ર ને સત્યભામા સિવાય સર્વે જાય છે. )

**દેવેન્દ્ર** ( સ્વગત )—મને હમેશાં મીઠાં ભાષણ સાંભળવાની ટેવ પડેલી, તેથી આ કઠોર વાકયો પણ નવીનતાને લીધે કેવાં મીઠાં લાગે છે ? તે સાંભળતાં સત્યભામાને જે દુઃખ થયાનો ભાવ તેના ચહેરા ઉપર દૃશ્ય થયો, તેને લીધે તો એ વાક્ય મને અમૃતતુલ્ય લાગ્યાં.

**સત્ય૦**—એથી આપને બહુ ખોટું લાગ્યું હશે.

**દેવેન્દ્ર**—ઓહો ! તું અહીં ઉભી જ છે કે ? હું એકલો જ છું એમ મેં ધારેલું.

**સત્ય૦**—એકની સાથે બીજું હોય તો દુઃખમાં સુખ લાગે છે, નહિ ?

**દેવેન્દ્ર**—અને તારા જેવી સાન્ત્વન કરનારી હોય તો દુઃખ સુખમય થઇ જાય છે. આ ઘરનાં બધાંએ જો કે નિંદા રૂપી તોફાની પવનથી મારા હૃદયસાગરને ખળભળાવી મુકયો, પણ તારો એક સ્નેહયુક્ત શબ્દ જ તે ખળભળાટને શાન્ત કરવા સમર્થ છે. મને એમના વિષે જે કાંઇ ખોટું લાગે છે તે કેવળ તારા જ માટે. તારા જેવી ગરીબ ગાય સાથે આમ કસાઇની પેઠે વર્તતાં આ ભાગિરથીને શરમ કેમ નથી થતી?

**સત્ય૦**—તેમના ઉપર આપ ગુસ્સે ન થશો. તેમણે મને આજ સુધી પેટની દીકરી પ્રમાણે રાખી છે. હમણાં હમણાં માત્ર હું તરંગિણી બહેનના સુખની આડે આવીશ એવી તેમના મનમાં શંકા ઉત્પન્ન થવાથી જ તેઓ મને આવી રીતે જુએ છે. તેમને લાગે છે કે દેવેન્દ્ર મહારાજની નજરે હું પડું તો તરંગિણીને બદલે તેઓ મને જ પસંદ કરે. ખરૂં જોતાં તરંગિણી બહેન મારા કરતાં હજાર દરજ્જે શ્રેષ્ઠ છે! તેનું રૂપ ક્યાં ને મારૂં ક્યા? તે કોણ ને હું કોણ? મારામાં ને તેમનામાં જમીન આસ્માન જેટલું અંતર!

**દેવેન્દ્ર**—અલબત્ત, તમારા બેના રૂપ-ગુણમાં જમીન આસ્માન જેટલું અંતર છે!

**સત્ય૦**—પણ તે મારાં કાકીને નથી દેખાતું! ગમે તેમ પણ માનું દિલ રહ્યું! તેમને આવી હજારો કુશંકા થાય તેમાં નવાઇ શું? એ માટે મને તો તેમની દયા જ આવે છે, ખોટું બીલકુલ લાગતું નથી. મને પરમેશ્વરે માતૃપ્રેમનો

અનુભવ થવા દીધો નથી, તોપણ તેની યોગ્યતા હું સમજું છું. મારાં કાકી તરંગિણીબહેનના હિતની ખાતર મારૂં ગમે તેટલું અહિત કરશે તોપણ હું તો તેમને અન્તઃકરણપૂર્વક આશીર્વાદ દઇશ.

**દેવેન્દ્ર**—તારા બોલવા ઉપરથી તો હરકોઇને એમ જ લાગે, કે ભાગિરથીએ તારી ઉપર આજ સુધી અતિશય પ્રેમભાવ રાખ્યો છે; અને તેથી જ તું તેની દયા ખાય છે. પણ જેમ જેમ તેમના પ્રત્યેની ઉદારતાના તારા ઉદ્‌ગાર હું સાંભળું છું તેમ તેમ તેમના માટે મને સદ્‌ભાવ થવાને બદલે ઉલટો સંતાપ જ વધારે થાય છે. તારા જેવા દેવમાણસની સાથે આવી રાક્ષસી વર્તણુક ઘટે ? તે સ્ત્રી રહી એટલે તેના માટે વધારે શું કહેવાય ?

**સત્ય૦**—આપ તેમના તરફ મારી નજરે જોશો તો તેમના માટે સંતાપ નહિ થાય.

**દેવેન્દ્ર**—તારી નજરે જોઉં ? તારી નજરે આ જગત્‌ તરફ જોવાથી તો તે સ્વર્ગ દેખાશે ! તારી દૃષ્ટિ કાગડાને કોયલ બનાવશે, ને કાચની લખોટીને મણિ બનાવશે. તારી દૃષ્ટિને આ જગતમાં તારા પોતાના સિવાય ખરાબ શું દેખાય છે ? તને પહેરવા આ જાડું લુગડું આપ્યું છે તે તને તો બનારસી સાડી જેવું લાગતું હશે, નહિ ? સત્યભામા, મને માફ કરજે, હું તારી દૃષ્ટિથી નથી જોઇ શકતો.

**સત્ય૦**—તેમને લાગે છે કે મને રાજ્યની લાલસા છે. પણ મારી ઇચ્છા કેટલી હદમાં છે તે તેઓ ક્યાંથી જાણે ? દેવેન્દ્ર મહારાજ સાથે ન પરણવાના હું સોગન ખાઉં તોપણ તેમને તે સાચું નહિ જ લાગે.

**દેવેન્દ્ર**—અને એવા અઘટિત સોગન હું તને ખાવા પણ નહિ દઉં.

**સત્ય૦** ( સ્વગત )—આ ઉપરથી આમની ધારણા મહારાજની સાથે મારાં લગ્ન થાય એવી જણાય છે. મારૂં દુર્દૈવ ! બીજું શું ?

**લખમી** ( પ્રવેશ કરીને )—ઓ જોશી મારાજ, તમને કાકી ઝટ ઘરમાં બરકે સે. ( દેવેન્દ્ર અને લખમી જાય છે. )

**સત્ય૦** ( સ્વગત )—જોશી મહારાજનું હૃદય કેવું ઉદાર ને કોમળ છે ? ઉતાવળી તરંગિણી બહેન, ને જમાદાર ન બોલવાનું બોલ્યાં, પણ તે બધું ભૂલી જઈ મારા જેવી એક સામાન્ય છોકરીના સુખ દુઃખ વિષે એમણે આટલી બધી લાગણી દર્શાવી, એ બીજા શાનું લક્ષણ ? એમણે ઉદારતાના વેગમાં મારે રાણી થવું એવી પણ પોતાની ઇચ્છા દર્શાવી. વળી મારા ભાગ્યમાં રાજયોગ છે એવું તેમણે ભવિષ્ય ભાખેલું તે પણ હજાર દરજ્જે એમની ઉદાર ઇચ્છાનું જ ફળ હોવું જોઇએ. મારી તેવી ઇચ્છા નથી, એ મેં તેમને અન્તઃકરણ પૂર્વક જણાવ્યું પણ તે તેમને સાચું ન લાગ્યું. મહારાજ, આપ દૂર દૂરના ગ્રહોની ગતિ ચોક્કસપણે કહો છો;

પણ મારા જેવી અલ્લડ કુમારિકાના હૃદયનો ઝરો કઈ દિશાએ વહે છે, એ માત્ર આપના સમજવામાં આવતું નથી ! આપ ગુરુત્વાકર્ષણના નિયમની મીમાંસા કરો છો, ત્યારે હૃદયાકર્ષણ વિષે આપનું આટલું બધું અજ્ઞાન કેમ ? આપે ભાખેલા ભવિષ્યથી મને આનંદ થશે, એમ આપને લાગ્યું હશે; પણ તેથી તો મારી ધારણામાં ધૂળ મળે છે. હું રાજ્ય માટે અત્યંત ઉત્કંઠિત હોઉં એમ આપને લાગે છે ? મારા વિષે આપની એવી હલકી કલ્પના હશે, તો હું આપની સેવાની ઇચ્છા કરૂં છું એ આપના સમજવામાં આવતાં આપ મારા ઉપર ક્રોધાયમાન નહિ થાઓ ? પણ દુર્લભ વસ્તુની ઇચ્છા કરીને મનને આમ ચગડોળે શા માટે ચડાવવું ? મારા માટે રાજ્ઞીપદ જેટલું દુર્લભ છે તેટલું જ એમની ગૃહિણીનું પદ પણ દુર્લભ છે ! ચન્દ્રને હાથમાં લેવાની ઇચ્છા ન કરતાં કેવળ તેનાં દર્શનવડે અને શીતળ ચાંદની વડે જ માણસને જેમ આનંદ માનવો પડે છે, તેમ જ મારે પણ તેમનાં દર્શન અને શીતળ છાયા વડે જ આનંદ માનવો જોઇએ. તેમના દૈવીપ્રેમની મને જો પ્રાપ્તિ થઈ હોત, તો મારા જેવી સુખી–ભાગ્યશાળી–બીજી કોણ હોત ? પણ, મારા સુખને માટે તેમણે પોતાના ઉચ્ચ સ્થાનેથી નીચે ઉતરવું એ વિચાર નિર્મળ પ્રેમને બીલકુલ શોભા આપતો નથી. વિધિએ જે લેખ લખ્યા હશે તે ખરા થશે. ચાલ જીવ, ઘરમાં જાઉં.

( જાય છે. )

# અંક બીજો – પ્રેમવિકાસ.

## પ્રવેશ પહેલો.

[ શંકરલાલ શાસ્ત્રીનું ઘર : વસંતરાય અને તરંગિણી. ]

**વસંત૦** ( સ્વગત )—અહીં એકત્ર થયેલી દરેક કુમારિકા દેવેન્દ્ર મહારાજ પોતાને પસંદ કરશે, એવી આશાથી અમારા જેવા બીજા ઉમેદવાર તરફ તો હમણાં કોઈ નજર સુદ્ધાં કરતી નથી. એક વાર દેવેન્દ્ર મહારાજનો વિવાહ નક્કી થઈ જાય એટલે આ બહેકી ગયેલી છોકરીઓ ઠેકાણે આવે ને અમારા જેવાના ભાગ્યના બંધ થયેલા દરવાજા ખુલે ! પરંતુ ત્યાં સુધી આપણે માખીઓ મારતા બેસી રહેવું એ પણ ઠીક નથી. કારણ, એમ હું બેસી રહું તો મારી પેઠે જ મહારાજનો વિવાહ થઈ જવાની વાટ જોઈ બેઠેલા બીજા મુરતીઆ નિરાશ થયેલી ઉત્તમ ઉત્તમ કન્યાઓને તો ચપાચપ ઉપાડી જાય, ને મારે આંખો ચોળવાનો પ્રસંગ આવે ! અર્થાત્ મને કન્યા ન મળે એમ તો નહિ જ, પણ ઉત્તમ તો ઘણે ભાગે ગોઠવાઈ જ જાય. માટે જો કે હમણાં ફતેહ મળવાનો સંભવ નથી, તોપણ આગળની આશાએ દેવેન્દ્ર મહારાજની પછીના

હક્કદાર તરીકે પણ સંવનન કરવાનું મારે ચાલુ રાખવું જોઇએ. ઠરાવેલી મુદતની અન્દર દેવેન્દ્ર મહારાજ પ્રેમ સંપાદન ન કરે, તો તે સંપાદન કરવાનો હક્ક પછી મને જ પ્રાપ્ત થાય; અને તે મુદતમાં તેઓ પોતાનો પ્રેમ કોઈ કુમારિકાને ન આપે તો મારે જ આપવો: આવો બેવડો કરાર કરવો જોઇએ! પણ આ કરાર કરવો કોની સાથે? આ શહેરમાંની કન્યાઓમાંથી આવો કરાર કરવા યોગ્ય તો માત્ર તરંગિણી ને ઇન્દુમતિ એ બે જ છે. એ બેઉ મારી સહાધ્યાયિની હોવાથી મને તેમની સાથે છૂટથી વાતચીત કરવામાં કાંઈ હરકત પડતી નથી. બેઉ રૂપમાં સુન્દર હોઈ હોંશિયાર પણ છે. બન્નેના બાપનાં ઘર અઢળક દ્રવ્યથી ભરેલાં છે, ને બેમાંથી એકેને ભાઇ ન હોવાથી બાપના ઘરના બધા દ્રવ્યની ભોક્તા પણ છેવટે તે જ છે. કેટલાક મૂર્ખના સરદારો લક્ષ્મીના બળે સ્રીને હસ્તગત કરવાની પેરવી કરે છે. પણ આપણે તો સ્રીના બળે લક્ષ્મીને આકર્ષવાની પેરવી કરવાના! તરૂણો ઘણે ભાગે મૂર્ખો જ હોય! તેઓ પ્રેમ કરતાં આગળ પાછળ-નો વિચાર કરતા નથી તેથી પ્રેમની પાછળ તણાતા જાય છે, અને છેવટે તેમાં ફસાય છે. પણ, હું તેવો મૂર્ખો નથી. બીજી બાબતોની પેઠે પ્રેમમાં પણ પુખ્ત વિચાર કરવાનો. જ્યાં પૈસા હોય ત્યાં જ મારો પ્રેમ બંધાવાનો! વધારે પૈસા હોય ત્યાં મારા પ્રેમની ઝલકતામાં વધારો થાય, એ દેખીતું જ છે. એ બન્ને કન્યાઓના માબાપની સ્થિતિ સરખી હોવાથી મારો પ્રેમ પણ બન્ને ઉપર એક સરખો નિર્મળ રહેવાનો. અહો!

પણ, હું તો વિચારમાં ને વિચારમાં છેક શંકરલાલ શાસ્ત્રીના ઘર પાસે જ આવી પહોંચ્યો. પહેલાં તરંગિણી પાસે જ પ્રણયયાચના કરી જોઇએ, પછી ઇન્દુમતિ પાસે. (બારણું ઠોકતાં) અરે ! કોણ છે રે અંદર ?

**લખમી** ( બહાર આવીને )—ઈ તો હું સું ? કોનું કામ સે ?

**વસંત૦**—જા, તારી તરંગિણી બહેનને કહે હું આવ્યો છું.

**લખમી**—હું એટલે કોણ ?

**વસંત૦**—છટ ! હું એટલે વસંતરાય !

**લખમી**—તો પેલાંથી જ એમ કેવું તું ને? (અંદર જઈ આવીને) આવો માલીકોર. ( જાય છે. )

( પડદો ઉપડે છે તરંગિણી ખુરશી ઉપર બેઠી છે; બાજુએ ટેબલ ઉપર મોટો અરીસો અને વાળ ઓળવાનાં સાધન પડયાં છે.)

**તરંગિણી**—પધારો, વસંતરાય.

**વસંત૦**—તરંગિણી, તું હમણાં જ ચોટલો ચાંદલો કરીને પરવારી લાગે છે. સુન્દર સ્ત્રીઓ હૃદયરાજ્યની રાણી થવા સારૂ રંગભૂમિ ઉપર જતાં પહેલાં શૃંગારગૃહમાં વસ્ત્રાભૂષણ રૂપી શસ્ત્ર સજીને કેવી રીતે સજ્જ થાય છે, એ જોવાનું બહુ થોડાના જ નશીબમાં હોય છે. એ ભાગ્યશાળીઓમાંનો જ હું એક છું એ ચોક્કસ ! રસિક પરીક્ષકો ઉપર પોતાના સ્વરૂપનો પ્રભાવ પાડતાં પૂર્વે સ્ત્રીઓને પોતાના તે સ્વરૂપની જે નિષ્પક્ષપાતી પરીક્ષક પાસે પરીક્ષા આપવી પડે છે, તે આ

અરીસો પણ હજી અહીં જ છે. નેત્રકટાક્ષ અને ભ્રુકુટિની વક્રતા જેવાં તીક્ષ્ણ સાધનો કે જેના દૃષ્ટિપાત માત્રથી જ તરૂણોનાં હૃદયરાજ્ય આંદોલિત થાય છે તેને સર્જ઼ કરવાના કામમાં ઉપયોગી થતો આ અરીસો બનાવનાર કારીગર બહુ માર્મિક હોવો જોઈએ. પણ તરંગિણી, આ અરીસાની મદદ-વડે તારા સૌન્દર્યનો પ્રકાશ કરવાની તને આવશ્યકતા શી છે? તું સળીવડે ગમે તેટલી કાળી મેશ તારી પાંપણોને આંજે તોપણ તેથી તે કાળી દેખાવાને બદલે ઉલટી ભુખરી દેખાય છે. તારી ગૌરગ્રીવાને શણગારવા સારૂ તેં તેની ઉપર શ્વેત મોતીની જે માળા રાખી છે, તે તે ગ્રીવાની સાથે સરખા-વતાં ઈન્દ્રનીલમણિની માળા જેવી દેખાય છે. અધરમાં વિશેષ રતાશ લાવવા સારૂ તેં પાન ખાધું છે, તેથી તો તારા અધરમાં સહેજ શ્યામતા જ આવી લાગે છે. આ શ્યામતા પોતાના હોઠવડે ધોઈ નાખવાનો જેને અધિકાર હોય તેના જેવો ભાગ્યશાળી તો તે માત્ર એક જ!

**તરંગિણી**—વસંતરાયજી, તમે આ બધું મિથ્યા વર્ણન કરો છો.

**વસંત૦**—તારા કહેવા પહેલાં જ એ વર્ણન મિથ્યા છે એ મારા સમજવામાં આવી ગયું છે. કારણ કે મારૂં વર્ણન સાંભળતાં સાંભળતાં જ તારૂં ગૌરવર્ણમુખ લજ્જાથી આરક્ત થયું, ને હોઠ પીસવાથી તેનો મૂળ રંગ ફરીને તરી આવ્યો!

**તરંગિણી**—તમે જે વર્ણન કર્યું તે ખરૂં હોય, તો મારી

ધારણા પ્રમાણે બધું થશે એમ જ મારે સમજવું ને?

**વસંત૦**—તારી દરેક ઇચ્છા વિનાવિલંબે પૂર્ણ થશે એમ સમજવું. આ દાસ તારી સેવામાં સદા તત્પર રહેશે.

**તરંગિણી**—વસંતરાય, તમે આપણા નાનપણના સ્નેહને યાદ રાખ્યો છે ખરો! કહો ત્યારે કરશો મારૂં એક કામ?

**વસંત૦**—તારૂં કામ? કામ નહિ પણ હુકમ!

**તરંગિણી**—મારા હૃદયમાં જે અતુલ પ્રેમ વાસ કરી રહ્યો છે તે, તેના પાત્ર સુધી પહોંચાડવાની તસ્દી લેશો?

**વસંત૦**—તારૂં પ્રેમપાત્ર તારી સમક્ષ હાજર છે! તે મારા સિવાય બીજું કોણ હોઈ શકે?

**તરંગિણી**—(મોઢું જરા બગાડીને)—તમે મારા પ્રેમનું પાત્ર? મેં કદી એવું નથી કહ્યું.

**વસંત૦**—કહેવું શા માટે જોઇએ? તારા મુખ ઉપર તે ભાવ સ્પષ્ટ દેખાતો હતો ને?

**તરંગિણી**—મારા મુખ ઉપર જો તમને વિશ્વાસ હોય, તો હું તે જ મુખે સ્પષ્ટ કહું છું કે, ફરીથી એવું ગાંડુંઘેલું મારી પાસે બોલશો નહિ! મોઢું સંભાળીને વાત કરજો. દેવેન્દ્ર મહારાજની સરખામણીમાં ખપવા જતાં તમને શરમ પણ આવતી નથી? આજ કાંઈ કેફબેફ તો કર્યો નથી ને?

**વસંત૦**—જરા કર્યો હતો ખરો! તારા સૌન્દર્યના કરતાં વધારે કેફી બીજું શું હોય? મને માફ કરજે. હું જાઉં છું.

(જાય છે.)

**તરંગિણી** (સ્વગત)—આમ ઝાટકણી કાઢી ન હોત તો એ મૂર્તિ એકદમ ઠેકાણે ન આવત, ને પોતાનો પ્રલાપ ચલાવ્યે જ જાત. (લખમીને) લખમી, જોશી મહારાજને અહીં તેડી લાવ, જા.

**લખમી**—જી. (અંદર જઈ દેવેન્દ્રને તેડી લાવે છે.)

**તરંગિણી**—જોશી મહારાજ, આપને મેં શા માટે બોલાવ્યા છે તે આપના જેવા ત્રિકાળદર્શી પુરૂષને જણાવવાની જરૂર નથી જ. મને રાજ્ઞીપદ યત્નસાધ્ય હોવાનું આપે કાલ કહ્યું, તેનો ભાવાર્થ શું સમજવો?

**દેવેન્દ્ર**—તેનો ભાવાર્થ એ જ કે, તેની પ્રાપ્તિ સારૂ પ્રામાણિકપણે પ્રયત્ન કરવો જોઇએ. તેમ કરતાં કોઇને છેતરવું ન જોઇએ, અને જાતને તો બીલકુલ છેતરવી ન જોઇએ. તમારો પ્રેમ દેવેન્દ્ર મહારાજ ઉપર છે, એવું તમે મનથી માની લીધું છે, પણ તે તમારી માન્યતા તદ્દન ભૂલભરેલી છે. દેવેન્દ્ર મહારાજ બાર વર્ષથી વિલાયતમાં હતા, ને તમે તેમનાથી હજારો મૈલના અંતરે હતા, તેમ છતાં તમારો પ્રેમ તેમના ઉપર થાય છે, તેનો અર્થ શો? તેમની છબી જોવાથી તેમના ઉપર પ્રેમ થયો એમ કહેતાં હો તો મારા ઉપર પણ તમારો પ્રેમ કેમ ન થાય? કારણ, જમાદારે જો કે કેટલુંક સાચું જૂઠું કહ્યું હશે, તોપણ ખરી હકીકત એ છે કે દેવેન્દ્ર મહારાજની ને મારી મુખચર્યામાં વિલક્ષણ પ્રકારનું મળતાપણું છે; અને આજ સુધીમાં અનેક લોકોએ તેવા ઉદ્ગાર કાઢ્યા પણ

છે. હવે જો દેવેન્દ્ર મહારાજના ગુણ ઉપર તમે લુબ્ધ થયાં હો તો તેમના કયા કયા મહાન્ ગુણ આજ સુધીમાં તમારા જાણવામાં આવ્યા છે તે કહો. તેમના ગુણની પેઠે બીજાનાં ગુણવર્ણનો પણ તમે સાંભળ્યાં હશે જ. તો બીજાની ઉપર તમારો પ્રેમ ન બંધાતાં દેવેન્દ્ર મહારાજ ઉપર જ કેમ બંધાયો? તેમના કરતાં મારા ગુણ તમે વિશેષ જાણો છો, તો મારા ઉપર તમારો પ્રેમ કેમ ઠરતો નથી? આ સર્વનું કારણ એક જ છે, અને તે એ કે દેવેન્દ્ર રાજા છે ને હું ગરીબ જ્યોતિષી છું.

**તરંગિણી**—જ્યોતિષી, તમે વગર વિચારે આ શું બોલો છો?

**દેવેન્દ્ર**—હું વગર વિચારે બોલતો નથી. તમારો પ્રેમ દેવેન્દ્ર રાજા ઉપર છે, દેવેન્દ્રની જાત ઉપર નથી. નિર્મળ પ્રેમનો ઉદ્ભવ અનેક કારણોથી થાય છે. ઉદાર અન્તઃકરણ, અસાધારણ બુદ્ધિવૈભવ, અલૌકિક વિદ્વત્તા, અસામાન્ય પરાક્રમ, મનોહર સૌન્દર્ય, અને આકર્ષક વક્તૃત્વઃ એ સામાન્યતઃ પ્રેમના આનુષંગી વિષયો છે. તેમાં જેમ જેમ વિષય વધારે ગૂઢ તેમ તેમ પ્રેમની ગાઢતા વધારે હોય. પરંતુ તમારો પ્રેમ તો રાજ્ય જેવા સર્વાંશે સ્વાર્થી ને બાહ્ય વિષય પર છે. તમારો પ્રેમ દેવેન્દ્ર ઉપર છે, એવી તમારી જે સમજ છે, તે મનમાંથી કાઢી નાખો. આમ છતાં જો તમારા હૃદયમાં તેમના ઉપરનો નિર્મળ ને અકૃત્રિમ પ્રેમ પ્રકટ થશે, તો તમને ચોક્કસ યશ મળશે. અંતરના સાચા પ્રેમથી દેવ પણ વશ

આય છે તો પછી દેવેન્દ્ર તો માણુસ છે!

**તરંગિણી**—કાલે જમાદારે કરેલા ઉપહાસમાં હું જરા સામેલ થઈ તેની મને આ શિક્ષા ફરમાવો છો કે જોશીજી? મારા પ્રેમના મૂળમાં સ્વાર્થ નથી, પણ તમારા આ ઉપદેશના મૂળમાં તો સ્વાર્થ સમાયેલો છે એ નક્કી! દેવેન્દ્ર મહારાજની ને તમારી યોગ્યતા સરખી છે, એવી તમારી સમજ થઈ હોય, તો તે તદ્દન જૂઠી છે.

**દેવેન્દ્ર**—મારી આ સ્પષ્ટોક્તિ તમારાં માતપિતાને જણાવી, તમે તેમની પાસે મને શાસન પણ કરાવી શકો તેમ છે, એ મારા જાણવા બહાર નથી.

**તરંગિણી**—આ વાતનો ચુંકાર પણ બહાર નીકળવાથી મારામાં જ કમીપણું આવે, માટે હું તેમ નહિ કરૂં તે વિષે ખાત્રી રાખજો.

**દેવેન્દ્ર**—વારૂ, ત્યારે હું રજા લઉં છું. (જાય છે)

**તરંગિણી** (સ્વગત)—જ્યોતિષી મને કેવું ઉલટું સમજાવે છે? કહે છે કે મારો દેવેન્દ્ર મહારાજ ઉપર પ્રેમ નથી, પણ તેમના રાજ્ય ઉપર છે. તેમના રાજ્ય ઉપર પ્રેમ હોય એ તેમની ઉપર નહિ તો બીજા કોની ઉપર? મને તો લાગે છે કે મને આમ કહેવામાં તેમનો કાંઈક ગુહ્ય ઉદ્દેશ હશે. પણ તે સમજતા નહિ હોય કે હું તેમના કહેવાથી ભોળવાઈ જાઉં ને તેમના જેવા ભિક્ષુકને પસંદ કરૂં એવી ભોળી ભટાક નથી!

---

## પ્રવેશ બીજો.



[ વસંતરાય અને ઇન્દુમતિ : ઇન્દુમતિનું ઘર.]

**વસંત૦** ( સ્વગત )—કાલે મારા અધીરીઆ સ્વભાવને લીધે તરંગિણી પાસે ફજેતી થઈ, માટે આજ ઇન્દુમતિ પાસે એકદમ પ્રણયયાચના ન કરવી. તેનું અંતઃકરણ સ્પષ્ટ રીતે સમજાયા વિના આપણે નિશ્ચયાત્મક કાંઈ બોલવું જ નહિ.

**ઇન્દુ૦**—પધારો, વસંતરાયજી.

**વસંત૦**—કેમ ઇન્દુમતિ, શું ચાલે છે?

**ઇન્દુ૦**—આ નગરીમાં હજારો કુમારિકાઓ એકત્ર થઈ છે તેમાં સૌના કરતાં વધારે સ્વરૂપવાન કોણ છે તે વિષે હું વિચાર કરતી હતી.

**વસંત૦**—તેમાં એટલો બધો વિચાર શો કરવાનો? મારા જેવા માણસને તો તેનો નિર્ણય બહુ સહેલો લાગે છે.

**ઇન્દુ૦**—પણ આપના જેટલી શિઘ્ર ગ્રાહકતા બધાનામાં લાવવી ક્યાંથી?

**વસંત૦**—એ તો હોય! આવા સવાલોનો ફડચો લાવવાના સંબંધમાં સુન્દર સ્ત્રીઓને કેટલીક અડચણો હોય છે. આ શહેરની સુન્દરમાં સુન્દર સ્ત્રી લઇએ, પણ તે દર્પણ સિવાય પોતાનું સુસ્વરૂપ જોઈ શકશે જ નહિ. અને દર્પણમાં

જોનારને પોતાનું સ્વાભાવિક સ્વરૂપ કદી દેખાતું નથી! નાકમાંની ચૂંક, ડાબા ગાલ ઉપરના છુંદણાની ટીલડી, ને સાડીનો આગલો પાલવ, એ દર્પણમાં જોતાં ઉલટી બાજુએ દેખાઇને જોનારનો મનોભંગ કરે છે! ફોટોગ્રાફ પડાવતી વખતે માણસ જેમ ઉછીનો દમ લઇને પણ મ્હોં ઉપર બનાવટી હાસ્ય બતાવવાનો પ્રયત્ન કરે છે, તેમ રૂપવાન સ્ત્રીઓ દર્પણમાં જોતાં પોતાના સંતોષની ખાતર પોતાના મ્હોં ઉપર કૃત્રિમ સૌન્દર્ય લાવવાનો પ્રયત્ન કરે છે; અને તેથી જ તેમને પોતાનું સ્વાભાવિક સૌન્દર્ય જણાઈ આવતું નથી!

**ઇન્દુ૦**—આપનું આ અનુમાન બરાબર છે.

**વસંત૦**—સર્વ કરતાં સ્વાભાવિક અવસ્થા નિદ્રાની છે. એ અવસ્થામાં સ્ત્રીના માથાના વાળ, બાગમાંની લતા પ્રમાણે કૃત્રિમ સ્થિતિમાં બંધાયેલા નહોતાં વનલતા પ્રમાણે વિખરાયેલા હોય છે; અવયવોમાં શિથિલતા આવેલી હોય છે, અને મુખ ઉપરની લાવણ્યદર્પની છાયા જતી રહી તેની જગાએ સ્વાભાવિક સરલતા અને પ્રેમમયતા દેખાતી હોય છે. વિશેષે કરીને નિદ્રાવસ્થામાં રમણી જ્યારે પોતાના વલ્લભના સ્વપ્નમાં હોય, ત્યારે તેના મુખ ઉપર જે તેજ વિકસે છે, તે અનિર્વચનીય હોય છે. પણ તે તેજ પોતાની નજરે જોવાનું માત્ર તેના ભાગ્યમાં હોતું નથી. એ અનુપમ સૌન્દર્યવતીને તો ફક્ત બીજાના વર્ણન ઉપર જ પોતાની તૃષા છીપાવવી પડે છે. પાણીમાં રહેવા છતાં માછલું કોરૂં ને કોરૂં જ!

ઇન્દુ૦—પણ એ બધાની સાથે મારો શો સંબંધ છે?

વસંત૦—ઇન્દુ, તું સર્વ સમજી ગઈ છે. રૂપવતી સ્ત્રી પોતાના સ્વરૂપનો પ્રભાવ કેવો છે, તે પહેલાંથી જ સમજે છે. સદ્‌ગુણ જેમ વિનયથી વિશેષ ખીલે છે, તેમ રૂપ પણ રૂપવતીના તે વિષેના અજ્ઞાનથી વિશેષ ખીલી નીકળે છે. આવું સમજીને જ સુન્દર પણ ચતુર સ્ત્રીઓ કૃત્રિમ વિનય ધારણ કરે છે.

ઇન્દુ૦—ત્યારે આ બધું વર્ણન મને ઉદ્દેશીને જ હતું?

વસંત૦—એ વર્ણન ઉપર તારા સિવાય બીજી કઈ રમણીનો હક્ક પહોંચે તેમ છે? બીજી સ્ત્રીઓના સૌન્દર્ય કરતાં તારૂં સૌન્દર્ય વિશેષ મનોહર દેખાવાને બીજી પણ એક બાબત તારી પાસે છે.

ઇન્દુ૦—જાણવા તો દો કઇ તે?

વસંત૦—તારી હઠ.

ઇન્દુ૦—હઠને લીધે રૂપમાં વધારો કેવી રીતે થાય? આપ આજ કાંઇક ઉલટું જ બોલો છો.

વસંત૦—કહું છું, કેવી રીતે તે. કોઈ વસ્તુ દુઃસાધ્ય હોય ત્યારે તે જેમ અતિ મૂલ્યવાન લાગે છે, તેમ હઠીલી સ્ત્રી પણ દુર્લભ જ લાગે!

ઇન્દુ૦—આ ઉપરથી મારી હઠ પણ આપને ગુણ રૂપ લાગે છે, એ એક રીતે સારૂં જ થયું! કારણ, મારામાં હઠ

ઉપરાંત બીજા પણ કેટલાક દુર્ગુણ છે, તે બધા મારા રૂપની વૃદ્ધિ કરવામાં સહાયક થાય તો આપ કહો છો તેમ હું સૌના કરતાં વિશેષ રૂપવાન ગણાઉં ખરી!

**વસંત૦**—સર્વ દોષ સ્વરૂપ વધારવામાં મદદગાર થાય છે, એવું મારૂં કહેવું નથી. પરંતુ જે દોષવડે સુન્દર યુવતીના રૂપમાં ક્ષણે ક્ષણે મનોહર વિકાર દૃષ્ટિગોચર થાય છે, તે દોષ વડે જ સુન્દરતામાં ઉમેરો થાય છે. સ્ત્રીનાં નેત્ર, કપોલ, ઓષ્ઠ એ વિકારક અવયવોની ભિન્ન ભિન્ન રચના જ જો સૌન્દર્યનું સર્વસ્વ હોય તો તે રચના જે જે ગુણને લીધે થતી હોય-તે નીતિની દૃષ્ટિએ ગમે તેવા ત્યાજ્ય હોય, તોપણ રૂપરસિકોની દૃષ્ટિએ ઇષ્ટ જ હોય છે. પછી તે હઠ હોય, ક્રોધ હોય કે કટુતા હોય!

ઇન્દુ૦—હું સર્વમાં સુન્દર, ત્યારે તરંગિણીની શી દશા?

**વસંત૦**—લોકો ભલે તેને સુન્દર કહે, પણ હું તો નહિ કહું. જે સ્ત્રીની નાશિકા, ભ્રમર, કર્ણ, નેત્ર હડપચી વગેરે અવયવો અમુક અમુક પ્રમાણસરનાં હોય તે સુન્દર એવી માત્ર સૌન્દર્યની વ્યાખ્યા હોય, તો તરંગિણી સુન્દર ગણાય ખરી! પણ વાસ્તવિક રીતે સુંદર સ્ત્રીઓને જોતાં અવયવોની લંબાઈ પહોળાઈ માપવા જેટલું ને તે નોંધી રાખવા જેટલું ભાન સૌન્દર્યરસિકોમાં રહે તો તે સૌન્દર્ય જ શેનું? રૂપનું જે પરિણામ મન ઉપર થાય છે તે છુટું છવાયું નહિ, પણ સામટું થાય છે.

ઇન્દુ૦—આ સાંભળી મને બહુ સંતોષ થયો. ત્યારે તો

આપ તરંગિણી પાસે પ્રેમભિક્ષા કદી નહિ માગો કે ?

**વસંત૦**—કદી માગી નથી ને માગવાનો પણ નથી !

**ઇન્દુ૦**—આ સાંભળી મને તેથી પણ વિશેષ આનંદ થાય છે !

**વસંત૦** (સ્વગત)—મારા વક્તૃત્વને લીધે આના અન્તઃકરણ ઉપર મેં પૂર્ણ વિજય મેળવ્યો છે, એ નક્કી. (પ્રકાશ) એટલો બધો આનન્દ થવાનું કારણ ?

**ઇન્દુ૦**—કારણ બહુ દૂર નથી ! આપ પધાર્યા ત્યારે જ હું ને તરંગિણી ચર્ચા કરતાં હતાં કે આપણા બેમાંથી વધારે સુન્દર કોણ ? આપ તેની પાસે પ્રેમભિક્ષા માગવા ગયા હતા એમ પણ તેણે મને કહ્યું. એટલામાં જ આપ આવ્યા એટલે હું તેને આ બારણાની પાછળ જ બેસાડીને બહાર આવી. આપે જે જે કહ્યું તે શબ્દે શબ્દ મારી પેઠે તેણે પણ સાંભળ્યું હશે; અને તે મારા કરતાં રૂપમાં ઉતરતી હોવા ઉપરાંત જૂઠી પણ છે, એ તેના ખ્યાલમાં આવ્યું હશે ! ઉભા રહો હું તેને બહાર બોલાવું !

**વસંત૦** (સ્વગત)—ફસાયા ! બધું પોગળ ખુલ્લું થયું ! (પ્રકાશ) ઇન્દુમતિ, મારે એક મિત્રને અત્યારે—ના આ ક્ષણે જ મળવા જવાનું છે. તારી સાથે વાત કરવામાં હું તે છેક જ ભૂલી ગયો ! જાઉં છું હું—

**ઇન્દુ૦**—એક બે મિનિટમાં મોડું થઈ જાય છે ? તરંગિણી આ આવી, જરા વાર તો થોભો !

**વસંત૦**—ના, એક સેકંડ પણ નહિ. (એકદમ ચાલ્યોજાય છે.)

**ઇન્દુ૦** (સ્વગત)—જેમના તરફથી પ્રેમયાચના થવાની આશા રાખીએ તેમના તરફથી ન થતાં આમ બીજા જ તરફથી થાય ત્યારે નાહક માથું દુઃખવા આવે છે. (પડદા તરફ જોઇને) અલી ઓ, સામેના ઓરડામાં ભાનુપ્રસાદ બેઠા હશે, તેમને અહીં મોકલ જરા. (સ્વગત) આટલા દિવસ થયાં ભાનુપ્રસાદ અહીં રહે છે, મારી સાથે હરેફરે છે, વિનોદવાર્તા કરે છે, પણ કદી પ્રેમવાર્તાનો એક અક્ષર પણ કાઢતા નથી. મને તે વિષય ચર્ચવાની મનમાં ઘણી વાર ઉલટ થઈ આવે છે; પણ જીભ ઉપડતી નથી. મને તેમના ઉપર પ્રેમ થાય છે, તેમ તેમને મારા ઉપર થતો હશે? તે શી રીતે સમજાય? ગમે તેમ હોય, પણ આપણે તો મનથી જે નિશ્ચય કર્યો છે તે જ દૃઢ કરવાનાં! (ભાનુપ્રસાદ પ્રવેશ કરે છે.) આવો તરંગિણીબહેન!

**ભાનુ૦**—એટલે? આમ કેમ?

**ઇન્દુ૦** (શરમાઇને)—બીજું કાંઈ નહિ, જેના હૃદયમાં પ્રેમનો અંશ સરખો નથી, એવો એક બટકબોલો ભાટ હમણાં મારી પાસે આવી નાહક માથું પકવી ગયો. તેને મેં કહ્યું કે તરંગિણી બહેન અંદર બેઠી છે તેને બોલાવું. આપ તે બારણેથી જ આવ્યા એટલે તે વિચારમાં ને વિચારમાં એકાએક તે નામનો ઉચ્ચાર થઈ ગયો.

**ભાનુ૦**—વાહ! હું સ્ત્રી થયો હોત તો કેવું ઉત્તમ થાત, એવું મારી પેઠે બીજા પણ કેટલા પુરૂષોને લાગતું હશે!

કારણ, તમે એક બીજી સખીઓ પરસ્પરમાં જેવી રીતે ખુલ્લા દિલથી વર્તો છો તેવી રીતે અમારી સાથે બીલકુલ વર્તતાં નથી. વારૂ, મને શું કામ બોલાવ્યો હતો ?

**ઇન્દુ૦**—પેલા ભાટના ખડખડાટથી મારૂં માથું દુઃખવા લાગ્યું છે. આપને મસ્તકના જુદા જુદા ભાગોનું સારૂં જ્ઞાન છે, તો મારૂં મસ્તકશૂળ શાન્ત કરવામાં આપનો ઉપયોગ થાય તો જોઉં, એમ સમજી આપને તસ્દી આપી છે.

**ભાનુ૦**—તસ્દી શાની ? તેમાં મને આનન્દ જ છે. પણ મને જે મસ્તકવિદ્યાનું જ્ઞાન છે તેથી તમારૂં માથું દુઃખતું મટાડી નહિ શકાય. મસ્તકના કયા કયા ભાગમાં મનની કઈ કઈ શક્તિ વસે છે, અને એ શક્તિ કેટલા પ્રમાણમાં વિકસિત થયેલી છે, એટલું જ ફક્ત હું કહી શકીશ.

**ઇન્દુ૦**—એ કેવી રીતે કહો છો એ જાણ્યા વિના શું સમજાય ?

**ભાનુ૦**—જુઓ, તમારા જ મસ્તકની સ્થિતિ તપાસીએ. (તેના માથા ઉપર હાથી મુકીને) આ જુઓ પૂજ્યબુદ્ધિનો ભાગ; તમારા મગજમાં પૂજ્યબુદ્ધિના નામની લગભગ શૂન્ય જ છે! આ મહત્ત્વાકાંક્ષાનું ક્ષેત્ર; તેની પણ લગભગ એ જ સ્થિતિ છે.

**ઇન્દુ૦**—આપનું એ કહેવું ખરૂં છે. મને કોઈ રાજ્ય આપવાનું કહે તોય તે લેવાનું મન ન થાય.

**ભાનુ૦**—આ હઠનું સ્થાન; તેનાથી મસ્તક ઘણું ભરાઈ

ગયું છે. તમે એક વખત જે મનમાં લેશો, તે પાર પાડતાં સુધી છોડવાનાં નહિ. તમારી હઠ આગળ કોઇનું બીલકુલ નહિ ચાલે.

ઇન્દુ૦—ખરૂં કે? આપ પણ તે લક્ષમાં રાખજો!

**ભાનુ૦**—આ વ્યવહારજ્ઞાનનું સ્થાન; વ્યવહારજ્ઞાન પુષ્કળ ભર્યું છે. આ કાર્યસાધકતા; તે પણ ભરપૂર છે. આ તર્કશક્તિ:-

ઇન્દુ૦ (છણકો કરીને)—જાઓ, જાઓ. મારે નથી તપાસરાવવું મારૂં માથું તમારી પાસે! આપે તો રસાયણશાસ્ત્રીની પેઠે જાણે મારા મસ્તકનું પૃથક્કરણ જ કરવા માંડયું!

**ભાનુ૦**—બરાબર, રસાયણશાસ્ત્રીનું અને મસ્તકશાસ્ત્રીનું કર્તવ્ય પૃથક્કરણ કરવાનું જ છે.

ઇન્દુ૦—હશે. પણ એક વાત હજી આપના ધ્યાનમાં આવી નથી.

**ભાનુ૦**—કઈ?

ઇન્દુ૦—પછી ક્યારેક કહીશ એ! અત્યારે નહિ.

**ભાનુ૦**—ઇન્દુ, સ્ત્રીઓના કપોલમાં જો કોઇક માનસિક શક્તિનો વાસ હોત તો એ શાસ્ત્રનું હજારો પુરૂષો અધ્યયન કરત, અને એ શક્તિનું પ્રમાણ કાઢવામાં લાંબો સમય ગાળત!

ઇન્દુ૦—કપોલમાં કલ્પનાશક્તિ નથી હોતી?

**ભાનુ૦**—બીલકુલ નહિ.

ઇન્દુ૦—ત્યારે 'કપોલકલ્પિત' એ શબ્દ કેમ થયો હશે?

**ભાનુ૦**—એ માત્ર કવિકલ્પિત અલંકાર છે. બીજા અવ-

ચવોને અલંકાર હોય છે, તે પ્રમાણે કપોલને કાંઈ નથી હોતો, માટે કવિએ તેની ઉપર એ અલંકાર લટકાવી દીધો લાગે છે!

ઇન્દુ૦—મને આપની પેઠે મન પારખવાની કળા આવડતી હોત, તો હું તેનો અત્યારે બહુ સરસ ઉપયોગ કરી શકત.

ભાનુ૦—તે કેવી રીતે?

ઇન્દુ૦—આપ હમણાં હમણાં બહુ ચિંતાતુર રહો છો. આપની ચિંતાનું કારણ જાણવાનું સાધન મારી પાસે હોત, તો કેવું સારૂં થાત?

ભાનુ૦—મારી ચિંતાનાં સહભાગી તમને કરવાં કે નહિ, તેના જ વિચારમાં હું છું. હું ધારૂં છું કે મારી ચિંતા દૂર કરવામાં તમે ઘણાં મદદગાર થઈ શકો તેમ છો.

ઇન્દુ૦—કહો તે શી છે?

ભાનુ૦—હું એક છોકરીની શોધમાં છું. તેનો પત્તો બની શકે તેટલો વહેલો મેળવવાની બહુ અગત્ય છે.

ઈન્દુ૦ ( સ્વગત )—હં, કાંઈક દાળમાં કાળું જણાય છે ખરૂં! ( પ્રકાશ ) તેનું નામ ઠામ જાણવામાં છે?

ભાનુ૦—ના.

ઈન્દુ૦—કાંઈ નિશાની પણ?

ભાનુ૦—તેના ગળામાં એક જસતનું તાવીજ છે, એ નિશાની.

ઇન્દુ૦ ( સ્વગત )—આ ઘણું કરીને સત્યભામા વિષે જ

બોલતા જણાય છે. તેના ગળામાંનું તાવીજ આમને નજરે પડી ગયું લાગે છે, ને એ ઉપરથી આમણે તેને બહુ ઝીણી નજરે નિરખીને જોઈ લાગે છે. પણ તેવો અવસર ક્યાં મળી ગયો હશે ? આમને તો એકસરખું તેનું જ રટણ થઈ રહ્યું લાગે છે ! પણ તેવું જ આમને માટે સત્યભામાને થયું છે કે કેમ, તે જાણવું જોઇએ. ઠીક થયું કે વહેલું સમજાયું. ( પ્રકાશ ) હું તેને માટે શોધ કરીશ.

**ભાનુ૦**—એ શોધ પુરૂષોના કરતાં સ્ત્રીઓ જલદીથી ને સહેલાઇથી કરી શકે, માટે તમને કહું છું. બીજું પણ એક સાધારણ કામ છે. શંકરલાલ શાસ્ત્રીની હવેલીએ તમારૂં આવવું જવું બહુ થાય છે, અને એકાદા મુત્સદીને લાયકનું એક કામ છે તેથી એ તમે સહેલાઇથી કરી શકશો.

**ઇન્દુ૦**—આમ મને ચડાવવાથી હું કાંઈ છાપરાં ઠેકવા મંડી જાઉં એવી નથી ! કામ જણાવો તો સમજાય.

**ભાનુ૦**—એ હવેલીમાં હમણાં એક જ્યોતિષી આવેલો છે.

**ઇન્દુ૦**—હા, છે.

**ભાનુ૦**—તે મારો પરમ મિત્ર છે, છતાં તેમાં એક મોટો દોષ છે, તે પણ મારે તમને સાથે સાથે જણાવવો જોઇએ. તે જરા રસિયો છે. તેણે એ ઘરની કોઈ કન્યાનો પ્રેમ જો આકર્ષી લીધો, ને ભાગ્ય યોગે એ જ કન્યાની દેવેન્દ્ર મહારાજે પસંદગી કરી, તો મારા એ મિત્ર હતાશ થઈ પ્રાણ-ત્યાગ કરે તેવો અતિ લાગણીવાળો છે.

ઇન્દુ૦ (સ્વગત)—મિત્રધર્મ તો સારો બજાવવા તૈયાર થયા છે! સત્યભામા ઉપરાંત તરંગિણી ઉપર પણ એમની ચોટ જણાય છે. (પ્રકાશ) ત્યારે મને કામગિરી સોંપવાની તે એટલી જ કે મારે તે જ્યોતિષી વિષે તરંગિણીનું મન કલુષિત કરવું. એ જ ને?

ભાનુ૦—તમે બહુ ચતુર છો. કહેવાની શી જરૂર પડે એમ છે?

ઇન્દુ૦—વારૂ. પણ હું પેલી તાવીજવાળી છોડીનો પત્તો મેળવી આપું તો મને બક્ષિસમાં શું આપશો?

ભાનુ૦—તો તમારી ઉપર પોતાના પ્રાણના કરતાં વધારે પ્રેમ કરે તેવો—

ઇન્દુ૦ (વચ્ચે જ)—કોણ?

ભાનુ૦—વર તમને મારે શોધી આપવો.

ઇન્દુ—મારી પંચાત કરવાની બીજાને શી જરૂર? હું સમર્થ છું મારૂં હિતાહિત જોવા!

ભાનુ૦—તો ભલે, પણ પેલી છોડીની શોધ તો થશે ને?

ઇન્દુ૦—તેની ફિકર ન રાખવી.

ભાનુ૦—ચોક્કસ?

ઇન્દુ૦—ચોક્કસ, ચોક્કસ!

ભાનુ૦—હાશ! હવે મારે માથેથી ચિંતાનો ભાર ઓછો થયો. ત્યારે હવે મને રજા છે?

ઇન્દુ—ભલે, પધારો. હું પણ માજી પાસે જાઉં છું.

(ભાનુપ્રસાદ જાય છે. ઇન્દુમતિ જતાં અટકીને સ્વગત) આટલી બધી વાત એમની સાથે થઈ પણ હું જાણવા માગું છું તે તો જણાયું જ નહિ! તેમની વાતચીતની છટા, બક્ષિસની વાત અને હાવભાવ ઉપરથી તો મને આશા બંધાય છે, પણ પેલી તાવીજવાળી છોડી–સત્યભામાનું રટણ કર્યા કરે છે, એટલે જીવને શંકા થાય છે કે તેમનું મન તેની ઉપર વધારે ચોંટયું હોય! કાંઈ નક્કી થતું નથી. છતાં અન્તઃકરણ આશાવન્ત રહે છે. 'મનોમન સાક્ષી' એ કહેવત સિદ્ધ હોય તો તો અન્તઃકરણની લાગણી પ્રમાણે અનુકૂળ જ થવું જોઇએ..તો-પણ તાવીજવાળી છોકરીના સંબંધમાં આમની જે કાંઈ હિલ-ચાલ થાય, તે તરફ મારે ગુપ્ત રીતે બહુ લક્ષ રાખવાની જરૂર છે. અનાયાસે હાથમાં આવેલું મૂલ્યવાન રત્ન બીજી કોઈ ઝડપી જાય તો ફરી આવું સુભાગી રત્ન ન મળે! માટે તેમની દરેક હિલચાલ ઉપર મારે જાતે નજર રાખવી. બસ એ જ નક્કી. (જાય છે.)

---

## પ્રવેશ ત્રીજો.

[ શંકરલાલ શાસ્ત્રી અને ભાગિરથી : શંકરલાલનું દીવાનખાનું. ]

**ભાગિરથી**—હેં સાંભળો છો કે? મારૂં કહેવું કાંઈ ધ્યાનમાં આવે છે? આ માથે ભાગેલી છોકરી કાલ રાણી થઇને આપ-ણને હાથ ઘસતા કરશે! તમારો સ્વભાવ શીળો છે, પણ

મારો નથી, હું સાફ કહું છું. એ મારી આગળ નહિ ચાલે. આજ સુધી મનમાનતાં લાડ લડાવ્યાં અને ખાવા પીવા તથા પહેરવા ઓઢવા દીધું, તે આપણા જ પગ ઉપર કુવાડો મારવા કે શું? મેં તમને હજારો વખત કહ્યું હશે કે આ સુસ્તી સારી નથી. સુસ્તી–સુસ્તી તે ક્યાં સુધી? તેની કાંઈ હદ? ઘરને આગ લાગે તો કહે કે પથારી સુધી આવી નથી હજી! પેટની દીકરીની ચિંતા આપણે નહિ કરીએ તો બીજું કોણ કરશે? પણ પંડની સુખસામગ્રી સંભાળવા આગળ તે બિચારી-ને સંભારે છે કોણ? જ્યારે ત્યારે ઉંઘ, ઉંઘ ને ઉંઘ! જ્યારે જોઈએ ત્યારે લંબી ખેંચી જ છે! જુઓ, અત્યારમાં જ ઝોકાં ખાવા મંડ્યા! (શંકરલાલનું માથું હલાવતાં) બળ્યું એદીપણું તે કેટલું? એક પડખેથી બીજે પડખે પાસું ફેરવવું હોય તોય ચાકરને કહે કે મને જરા આમ ફેરવ! હદ થઈ–બાઈ આ એદીપણાની!

**શંકર૦**—ઉંઘવાથી નુકસાન શું થયું, તે તો કહે?

**ભાગિરથી**—શું થયું એટલે? હું અત્યાર સુધી ભેંશ આગળ ભાગવત ભણી કે શું? હું મોઢે ડુચો દઈને બેઠી હતી કે, વળી પુછો છો?

**શંકર૦**—તું છાની ક્યારે બેસે છે કે અત્યારે બેઠી હોય!

**ભાગિરથી**—એટલે અમારી કચકચ કાયમની ચાલતી જ હોય છે, એમ જ કે? ભલે, એમ જ કાં ન હોય? પણ તે કચકચમાંના તમે કેટલા શબ્દ સાંભળ્યા તે કહેશો જરી?

**શંકર૦**—તારી બધી રડકથા સાંભળવાની જરૂર થોડી જ હોય છે? હરિકથામાં આવે છે તેમ તારી રડકથામાં પણ ફરી ફરીને એકનું એક જ ધ્રુવપદ આવવાનું, એટલે તે વખતે હું જાગતો હોઉં એટલે થયું! તે સિવાય તો જેમ હાલરડાના સુરથી નાના બાળકને મીઠી નિદ્રા આવે છે, તેમ તારી કચકચના સુરથી મને પણ નિદ્રા આવે છે!

**ભાગિરથી**—વાહ! છેક નાના બાળક જ હશો જાણે! ઠીક છે, ઉંઘો તમે નિરાંતે! પેલી અવદશા રાણી થઇને અમલ ચલાવતી થશે ત્યારે આપોઆપ ઉંઘનું ઘેન ઉતરશે!

**શંકર૦**—સત્યભામા આપણી દીકરી બરાબર જ છે. તે રાણી થાય તોપણ આપણે રાજી થવાનું છે. તેનું સુખ તે આપણું જ સુખ!

**ભાગિરથી**—મારે નથી સાંભળવું તમારૂં આવું પરમાર્થી વેદાન્ત! કહે છે કે તેનું સુખ તે આપણું સુખ! વાહ વાહ! તમે કહો છો તે ખરૂં હોય, તો તે હોજરૂં ભરે છે એટલે તમારૂં પેટ ભરાઈ જતું હશે ખરૂં ને? તો પછી તમારે ખાવું શું કામ પડે છે? ખાવાની વાત આવી કે બધું બ્રહ્મ-જ્ઞાન ઉડી જવાનું હવામાં!

**શંકર૦**—એ તો ઠીક, પણ તારૂં કહેવું શું છે?

**ભાગિરથી**—એને આપણા ઘરમાંથી હવે કાઢી મૂકો.

**શંકર૦**—શું કહે છે? એ છોકરીને ઘરમાંથી કાઢી

મૂકું ? આજ સુધી એક થાપણની પેઠે તેનું રક્ષણ કરીને હવે છેવટે હું તે બિચારીનો વિશ્વાસઘાત કરૂં ? હું શાન્ત પ્રકૃતિનો છું તે ખરૂં, પણ સિદ્ધાન્તની વાત આવે ત્યારે મારા જેવો દુરાગ્રહી પણ કોઈ ન સમજવો ! હું તને સાફ કહું છું કે આજ પછી ફરીને એવો ઉચ્ચાર પણ કર્યો તો તારી વાત તું જ જાણી ! તેને ઘરમાંથી કાઢવા કરતાં બીજું કોઈ જતું હોય તો ભલે અત્યારે જાય !

**ભાગિરથી**—ત્યારે મને જ જવાનું સ્પષ્ટ રીતે શા માટે નથી કહેતા ? શિવ ! શિવ ! શી આ દશા ? આ નજરે જોવા કરતાં મારી આંખો કેમ મીંચાતી નથી !

**શંકર૦**—મારી પેઠે તને પણ આંખ આડા કાન કરવાની ટેવ પડે તો મીંચાયા બરાબર જ છે ! હવેથી તો મારી આંખમીંચામણી તરફ તું આંખમીંચામણી કરીશ ને ?

**ભાગિરથી**—મારો જાય છે જીવ, ને તમને સૂઝે છે હાંસી ! ઓ ભલા ભગવાન ! તમારી સાથે મારો જન્મારો ક્યાંથી જડાયો ?

**શંકર૦**—આ બાબતમાં તો આપણો બેઉનો મત બરાબર મળતો આવે છે. આપણાં જીવન આખા જન્મારા સાથે જોડાયાં નહોત તો મને પણ તારા કરતાં વધારે સંતોષ થયો હોત ! પણ કરવું શું ? આપણા લોકોમાં સાધારણ મહત્ત્વની બાબતો પોતાના હાથમાં હોય છે, પરંતુ જીવનપર્યંતનો

સંબંધ જોડનારી લગ્નના જેવી ગંભીર બાબત માત્ર પોતાના હાથમાં હોતી નથી ! તારા પિતા મારા પિતાને મળ્યા, અને તેમણે કાગળના એક ટુકડાની બીજા તેવા જ ટુકડા સાથે સરખામણી કરી જોઈ; તારા પિતાએ જે પહેરામણી કહી તે મારા પિતાએ કબૂલ કરી, અને છેવટે તને ને મને મરતા સુધી વઢી મરવા સારૂ વિવાહરજ્જુવડે સજ્જડ બાંધી દીધાં ! આગગાડીના ડબામાં સાથે બેસનારા જેમ પરસ્પર બીલકુલ ઓળખતા નથી હોતા, તેમ તારી ને મારી ઓળખાણ બીલકુલ નહોતી. પણ આગગાડીનો પ્રવાસ હોય છે ટૂંકો, ને આપણો પ્રવાસ છે જીંદગીના અંત સુધીનો !

**ભાગિરથી**—ત્યારે તમે મારૂં સાંભળવાના નથી ને ?

**શંકર૦**—ના કહી ક્યારે ? પણ જરા મારી વાત તો સાંભળ ! સત્યભામાને હમણાં જ આપણે ઘરમાંથી રજા દઈએ, તો તે અનાયાસે જ દેવેન્દ્ર મહારાજની નજરે ચડી જાય ! માટે તું કહે છે તે દૃષ્ટિબિંદુથી વિચારતાં પણ તેમ કરવું એ હાલ તો ઈષ્ટ નથી લાગતું. છતાં તું કહે તો તેમ.

**ભાગિરથી**—હા, હા. તે નહોતું આવ્યું મારા લક્ષમાં. ઠીક. પણ તેને વનભોજનના નિમિત્તે આપણા આરામબાગમાં લઈ જઈએ, ને કોઈ બહાને તેને ત્યાં મૂકતા આવીએ. તરંગિણીનો વિવાહ થઈ જતાં સુધી તેને ત્યાં જ રાખીએ, તો કેમ ? આ ગોઠવણ તમારા ધ્યાનમાં આવે છે, હેં ?

**શંકર૦** (સ્વગત)—કેવી ઠેકાણે આવી ? પૂર્વમાં જવાનું

હોય ત્યારે પશ્ચિમમાં જવાનું કહીએ, એટલે પૂર્વમાં વગર કહ્યે જ જાય એવી છે! સ્ત્રીજાતનો એવો ઉલટો જ સ્વભાવ! મારે જોઈતું હતું તે જ આણે કહ્યું. (પ્રકાશ) બહુ સારો રસ્તો કાઢચો તેં! પણ તેની સાથે આરામબાગમાં રહેશે કોણ?

**ભાગિરથી**—રહેશે દેવશંકર જ્યોતિષી. ખરૂં કહું તો સત્યભામાને તેની સાથે ચાર ફેરા ફેરવી દો તો બહુ જ ઉત્તમ! બિચારી છોકરી ઠેકાણે પડશે.

**શંકર૦**—મને પણ તેમાં વાંધા જેવું કાંઈ નથી લાગતું. ઠીક છે, જોઈશું. તું હમણાં જા ને સત્યભામાને મારી પાસે મોકલ. વનભોજન માટે ક્યારે જવાનું તે હું નક્કી કરીને થોડી વારમાં કહું છું. આપણે તો અહીંથી ખસવાના નથી હો!

**ભાગિરથી**—એ તો જાણીએ જ છીએ તો! તમારો સ્વભાવ ક્યાં અજાણ્યો છે? (જાય છે.)

**શંકર૦** (સ્વગત)—મનુષ્યનું સમસ્ત જીવન હમેશાં આમ જ વિરોધમય રહેવા સરજાયેલું હશે? તેનું વલણ એક દિશામાં હોય, તો તેની આસપાસની તમામ પરિસ્થિતિ તેથી ઉલટી દિશાએ જ હોય! આગગાડીમાં પ્રવાસ કરનારને આસપાસની દરેક ચીજ ઉલટી ગતિથી દોડતી લાગે છે. દૂર દૂરનાં વૃક્ષો જાણે પોતાની તરફ જ દોડી આવતાં હોય એવો ભાસ થાય છે; આવી જ સ્થિતિ આ સંસારની છે. સઘળું પોતાની ઇચ્છા પ્રમાણે થયેલું જોવાની મનુષ્યની મનોવાંચ્છના

પાર પડે, એવી આશા બીલકુલ નથી હોતી, એ જ સત્ય છે. મનુષ્ય દિવ્ય વસ્તુની પ્રાપ્તિ માટે તરૂણાવસ્થામાં સતત પ્રયત્ન કરે છે. પરંતુ પૃથ્વી અને આકાશનો ક્ષિતિજ રૂપ સંયોગ પ્રત્યક્ષ અનુભવથી જેમ આભાસરૂપ ઠરે છે તેમ મનુષ્યને દિવ્ય વસ્તુની પ્રાપ્તિ પણ આખરે કેવળ કવિકલ્પનારૂપ જ જણાઈ આવે છે. ( સત્યભામાને આવતી જોઇને ) સત્યભામા અને ઇન્દુ વાતો કરતી કરતી આ આવી. તેમની વાતોમાં આપણી ગરબડ શું કામ જોઇએ ? ઇન્દુ સાથે આવી એ પણ સારૂં થયું.

( સત્યભામા અને ઇન્દુમતિ પ્રવેશ કરે છે. )

**ઇન્દુ૦**—સત્યભામા, કાકાએ તને એકલીને જ બોલાવી છે, અને તે પણ કંઈક મહત્ત્વની વાત કહેવા સારૂ, ત્યારે હું શું કરવા આવું અમસ્થી જ ?

**સત્ય૦**—બહેન ઇન્દુમતિ, ગમે તે હોય, પણ કોઈ દિવસ નહિ અને આજે બાપાજી મને એકલીને જ બોલાવે છે તેમાં તેમનો કોઈ ગૂઢ હેતુ હોવો જોઇએ. તે હેતુ ગમે તેવો હોય તોપણ મારા આંતરમાં કંઈ ન સમજી શકાય તેવી આ, ક્ષણમાં કંપિત કરનારી અને ક્ષણમાં શાન્ત બનાવનારી એવી, વિચિત્ર સંમિશ્રિત લાગણી ક્યાંથી અને કેમ પ્રકટે છે ? જાણે મને એમ લાગે છે, કે બાપાજી સાથેની આજની વાતના મૂળમાં જ મારા ભાવિ જીવનનું ખરૂં સ્વરૂપ, પછી તે સુખપૂર્ણ કે દુઃખમય ગમે તેવું, વાસ કરી રહેલું છે. પણ મને આ કંપારી કેમ વછૂટે છે ? બહેન, બહેન !

ગમે તેમ હોય તોપણ મારા હૃદયની આવી સ્થિતિમાં તારા જેવી શુભ ઇચ્છનારી સખી પાસે હોય તે સારૂં નહિ કે ?

ઇન્દુ૦—ગભરા નહિ બહેન ! બાપાજી તને એકલીને બોલાવે છે તેમાં આટઆટલા વિચારો અને આટલો બધો ભય શો ! તું તો છેક ભોળીભટાક જ રહી ! બાપાજીનો તને એકલી બોલાવવામાં વિવાહ સિવાય બીજી વાત કરવાનો હેતુ ભાગ્યે જ હોય ! અને તેમાં ગભરાવાનું શું ? ( વાત પલટીને ) પણ, બહેન, તને ખબર છે, કે તારી ઉપર ઘણા જણની દૃષ્ટિ ભમ્યાં કરે છે ?

**સત્ય૦**—એવું શું મારૂં સૌન્દર્ય વહી જાય છે જે ?

ઇન્દુ૦—બ્હેન, તારી મોટી ભૂલ છે. કમલિની ક્યાંથી જાણે કે પોતાનામાં રસિકતા છે કે નથી ? તેની આસપાસ સતત ઉડતા ભમરા જ તેના વિશેષ મર્મજ્ઞ હોય છે. સમજી ?

**સત્ય૦**—જે સૌન્દર્યવડે લોકની દુર્વૃત્તિને પોષણ મળે, તેવા સૌન્દર્યના કરતાં તે ન હોય તે જ સારૂં.

ઇન્દુ૦—એમાં બિચારા સૌન્દર્યે શાં પાપ કર્યાં ? અને લોકોથી બીતાં ફરવું એ પણ કેમ પાલવે ? તેવાની જીભ તેમના જ હાથે એવી યુક્તિથી ખેંચાવી લઇએ કે ફરીને તે બોલી જ ન શકે. ઠીક સાંભર્યું. અલી સત્યભામા, હમણાં તમારે ત્યાં પેલા જ્યોતિષી આવેલા છે તેમના વિષે તું કાંઈ જાણે છે કે ?

**સત્ય૦** ( નીચું જોઇને )—તેઓ કુલીન છે; ચતુર છે, વિદ્વાન્ છે અને ઉદાર દિલના છે, એટલું જાણી શકી છું. બીજી માહિતી મને શી હોય ?

**ઇન્દુ૦** ( સ્વગત )—આની મુખમુદ્રા ઉપરથી લાગે છે કે જ્યોતિષી મહારાજે આકાશમાંના નક્ષત્રોની પેઠે પૃથ્વી ઉપરનાં આવાં નક્ષત્રોને પણ અંકિત કરવાની શરૂઆત કરેલી જણાય છે ખરી ! તેમ જ આનું ચિત્ત જ્યોતિષી સિવાય બીજા કોઈ ઉપર નથી ચોંટયું એ પણ સ્પષ્ટ સમજાય છે. કદાચ, ભાનુપ્રસાદ જ્યોતિષીના સંબંધમાં આને મળ્યા પણ હોય. પુછી તો જોઉં ? (પ્રકાશ) વારૂ, તેમના એક સ્નેહી છે તેને તેં જોયા છે ?

**સત્ય૦**—કોણ તે ?

**ઇન્દુ૦**—ભાનુપ્રસાદ.

**સત્ય૦**—ના બહેન. મેં તેમનું નામ પણ સાંભળ્યું નથી, તો પછી જોઉં તો ક્યાંથી ? થોડા દિવસથી જ્યોતિષીને હું જોઉં છું, પણ તેમની સાથે સ્નેહી જેવું કોઈ દેખાયું નથી.

**ઇન્દુ૦** ( સ્વગત )—એ મૂર્તિ આની મોહજાળમાં બંધાવાના તરંગોમાં તણાતી લાગે છે, પણ આ બિચારીને તો તેનો ખયાલ સરખો નથી. ( શંકરલાલને જોઈ પ્રકાશ )અલી, કાકા તો અહીં જ આવ્યા. કાકા, હું સાથે આવું તો કાંઈ હરકત નથી ને ?

**શંકર૦**—ઇન્દુ, આ પ્રસંગે તારા જેવી વ્યવહારકુશળ

સખીની હાજરીની જરૂર જ હતી. તને પરમેશ્વરે જ સાથે મોકલી કહેવાય !

**સત્ય૦**—પિતાજી, તમારા આ બોલવા ઉપરથી મારો જીવ થરથર કંપવા લાગ્યો છે. આપ એવી ભયંકર વાત મને શી કહેવાના છો ?

**શંકર૦**—ભયંકર ગણીએ તો ભયંકર છે, ને આનંદની ગણીએ તો આનંદની છે. એ બધું તારી દૃષ્ટિ ઉપર છે.

**સત્ય૦**—કહો, જે હોય તે જલદી કહો. પિતાજી, હવે મને ધીરજ નથી રહેતી.

**શંકર૦**—દીકરી, હું તને શું થાઉં છું ?

**સત્ય૦**—સગાઈમાં તો દૂરના સંબંધી છો; પણ તમે મારા પ્રત્યે દર્શાવેલા પ્રેમને લીધે અને કરેલા અનેક ઉપકારોને લીધે મારા જન્મદાતા પિતાના કરતાં પળ અધિક છો.

**શંકર૦**—દીકરી, હું તારો દૂરનો સંબંધી નથી; પણ સત્ય હકીકત એવી છે, કે અમે યાત્રાથી પાછા આવતાં એક ગામમાં એક બ્રાહ્મણને ત્યાં રાતવાસો કર્યો હતો. તે દિવસે તે બ્રાહ્મણ તને એકલીને ઘરમાં મૂકીને ઘરનાં સર્વ માણસોં સાથે રાતોરાત જતો રહ્યો. આવી સ્થિતિમાં મારે તારૂં પાલન-પોષણ કરવાનું માથે લેવું પડયું. કેવળ દયાથી જતે વખતે મેં તારો હાથ ઝાલેલો, પરંતુ તારા સહવાસથી તારી ઉપર મને દિવસે દિવસે વધારે ને વધારે પ્રીતિ થવા લાગી. તે વખતે તું છેક નાની હતી. તને દુધીઆ દાંત પણ ફૂટયા નહોતા.

**સત્ય૦**—પિતાજી, અર્થાત્ આપણો દૂરની સગાઈનો સંબંધ નથી. પણ તેથી તો આપે કરેલા ઉપકારનું ગૌરવ ઉલટું વધે છે!

**શંકર૦**—દીકરી સત્યભામા, મેં આજ સુધી તને મારી પેટની દીકરીની પેઠે રાખી, તેથી મારા ઉપર તને લાગણી થાય એ સ્વાભાવિક જ છે. અને, ખરેખર કહું છું કે તારા જેવી પ્રેમાળ પુત્રીની મારા ઉપરની આવી પ્રીતિ માટે મને અભિમાન છે. પરંતુ તેની સાથે જ મને એમ પણ લાગે છે કે તારા જેવી રાજવી કન્યાના પિતા તરીકે હું શોભતો નથી.

**સત્ય૦**—તરંગિણીબહેનને શોભો છો ને મને નથી શોભતા, એવું મેં શું પાપ કર્યું હશે?

**શંકર૦**—તરંગિણી પારકી બુદ્ધિ ઉછીની લઈને ગમે તેટલું ડહાપણ બતાવે, અને ગમે તેવાં મૂલ્યવાન વસ્ત્રાભૂષણ પહેરે, તોપણ તે ભિક્ષુકની પુત્રી હોય એમ જણાયા વિના રહેતું નથી. અને તેં જાડાં પાતળાં-ગમે તેવાં લુગડાં પહેર્યા હોય, તોપણ તું કોઈ ગર્ભશ્રીમંત ગૃહસ્થની પુત્રીની પેઠે સ્વાભાવિક રીતે જ શોભે છે. તમારા બેમાંનું આ અંતર અજાણ્યો માણસ પણ જાણી શકે તેમ છે.

**સત્ય૦**—તમને પિતાજી કહેવામાં મને જેટલું ગૌરવ લાગે છે, તેટલું રાજાની કુંવરી કહેવરાવવામાં નહિ લાગે.

**શંકર૦**—તે હું બહુ સારી રીતે સમજું છું; અને તેથી જ તને આ હકીકત કહેતાં મારી જીભ ઉપડતી નહોતી.

દીકરી, તારો જન્મદાતા પિતા તારી શોધ કરે છે, એમ પેપર-માંની એક જાહેરાત ઉપરથી લાગે છે.

**સત્ય૦**—મારા પિતાએ જાણી જોઈને મારો ત્યાગ કર્યો હતો, તો પછી હવે આટલાં વર્ષે હું તેને ક્યાંથી સાંભરી હઈશ?

**શંકર૦**—જેણે તારો ત્યાગ કરેલો, તેના કહેવાથી એમ સમજાયું હતું કે તે તારો જન્મદાતા નહોતો, પણ તારા જન્મદાતા પિતાએ તને તેની પાસે થાપણ દાખલ સાચવવા મૂકી હતી; અને તે જ હાલમાં તારી શોધમાં હોય એમ અનુમાન થાય છે.

**સત્ય૦**—મારા પિતાના મેળાપથી મને આનંદ થશે, તોપણ આપના વિયોગથી થનારૂં દુઃખ તેથી કાંઈ કમી થોડું જ થશે? આજ સુધીમાં મારૂં આંખમાથું દુઃખ્યું ત્યારે મારી સેવાચાકરી તમે જ કરી છે. મારા ભયંકર મંદવાડ વખતે રાતને દિવસ ગણી મારી પથારી પાસે ઘણી રાતો તમે જ કાઢી છે. નાનપણમાં નાના પ્રકારનાં રમકડાં વગેરે લાવી આપીને મારા મનને આનંદમાં તમે જ રાખેલું છે. હું રોતી ત્યારે વહાલથી મને તેડીને મારાં આંસું તમે જ લુછ્યાં છે. હું એક વખત મરણપથારીએ હતી ત્યારે પ્રેમના આંસુ-વડે મને આપે જ નવડાવી છે. પિતાજી, તમે મારા માટે આ પ્રમાણે કર્યું છે, છતાં મને તેમના હાથમાં સોંપી શકશો? તમે મને લાત મારશો તોપણ હું આ ચરણ નહિ છોડું. હું તમારા ચરણમાં પડી છું તો મને તરછોડીને તેમના હાથમાં સોંપવાની તમારી છાતી જ કેમ ચાલશે?

શંકર૦—દીકરી, આવા દુરાગ્રહના શબ્દ બોલીશ નહિ. હું તને રાજીખુશીથી તારા પિતાને સ્વાધીન કરીશ, એમ તને લાગે છે? તે પ્રસંગે હું મારૂં કાળજું કાઢીને તેને સોંપું છું એમ જ મને લાગવાનું. દીકરીને સાસરે વળાવતાં કયો પિતા તેને પ્રથમ આનંદથી રજા આપે છે? હું તને હમણાં વત્સલતાને લીધે કદાચ જવા ન દઉં, તોપણ થોડા જ દિવસમાં મારે તને તારા પતિને સ્વાધીન તો કરવી જ પડશે, તે પ્રસંગે મમતા દૂર કરવી પડશે જ ને?

ઇન્દુ૦—કાકા, એ જાહેરાત સત્યભામાની અભિલાષાવાળા કોઇએ તેનો ત્યાગ કરનારની મદદવડે કપટથી આપી હોય, એમ કાં ન બને? સત્યભામા જેવું સ્ત્રીરત્ન મેળવવા હરકોઈ આવું સાહસ કરવાની હિંમત કરે. (સ્વગત) મને તો આ કૃત્ય ભાનુપ્રસાદનું જ લાગે છે. (પ્રકાશ) કાકા, મારા કહેવા પ્રમાણે નહોત તો તેમાં તેણે પોતાનું ખરૂં નામઠામ આપ્યું નહોત કે?

શંકર૦—ઇન્દુ, ઇશ્વર કરે ને તારા કહેવા પ્રમાણે આ જાહેરાત ખોટી ઠરે! હું ક્યારનો આને સમજાવવાનો પ્રયત્ન બહારથી કરૂં છું; પરંતુ મારા અન્તઃકરણમાં જે ઘડભાંગ થઈ રહી છે તે હું જ જાણું છું!

ઇન્દુ૦—કાકા, મને એમ લાગે છે કે હમણાં સત્યભામાને નજીકમાં ક્યાંક થોડો વખત મોકલી દો. તે જાય એટલે પછી હું આ જાહેરાત સંબંધી કોઈ પણ રીતે તપાસ

કરાવું છું. તેના પરિણામે જે જણાશે તે ઉપરથી આગળની ગોઠવણ કરાશે. કેમ?

શંકર૦—ઇન્દુ, તારૂં કહેવું મને ઠીક લાગે છે. મળસ્કામાં જ સહુને આરામબાગમાં વનભોજન નિમિત્તે મોકલી દઉં છું. પછી ત્યાં રહેશે સત્યભામા હમણાં. તને મેં પ્રથમથી જ વ્યવહારકુશળ કહી, તે તેં સાર્થક કરી બતાવ્યું. ઇન્દુ, હવે તું આટલું કર. હજી સત્યભામા હીબકાં ભરે છે. હું જરા બહાર જઈ પાછો આવું ત્યાં સુધીમાં તું તેને સમજાવ, ને તેના મનને શાન્ત કરીને ઘરમાં તેડી જા. આંસુથી ભરેલી તેની આવી આંખ ઘરમાં કોઈના જોવામાં ન આવે. તારી કાકીનો સ્વભાવ તો તું જાણે જ છે!

ઇન્દુ૦—વારૂ કાકા. તેની ફીકર ન રાખશો. (શંકરલાલ જાય છે. સત્યભામાને ખભે હાથ દઇને) બહેન, આંખો લુંછી નાખ ને આમ મારી સામું જો. તને જે શંકા આવે છે તે માટે આધાર કાંઈ જ નથી, એમ શોધને અન્તે જણાશે. અંધારામાં ચાલનારને ડગલે ને પગલે બીક લાગે છે, પણ દીવો આવે કે તરત મનની ભ્રમણા એકદમ જતી રહે છે. તેમ આ માટે પણ તારે ચોક્કસ એમ જ સમજવું. તારી કલ્પના તે માત્ર ભ્રમણા રૂપ જ છે.

સત્ય૦—બહેન, તું મારૂં સમાધાન કરવાનો પ્રયત્ન કરે છે; પરંતુ મારા હૃદયમાં જે કોળાહળ મચી રહ્યો છે, તે કોઈ પ્રકારે એકદમ શાન્ત થાય તેમ નથી. મને ગાંડીઘેલી

અનેક કલ્પનાઓ આવે છે. મારી ઉપર કોઈ મહા ભયંકર સંકટ આવવાનું હોય એમ લાગે છે!

**ઇન્દુ૦** ( સ્વગત )—આની મનોભાવના કહે છે તેમ તેના ઉપર કોઈ પ્રકારનું સંકટ આવવાનું હોય, તો તે કયા રસ્તે આવે, તેનું અનુમાન કાંઈક અંશે કરી શકાય છે. એ સંકટમાંથી એનું રક્ષણ કરવા અને એની વિરૂદ્ધ નંખાતી કપટજાળને તોડી નાખવા તે જે રીતે નંખાતી હોય તેવી જ રીતે તેની વિરૂદ્ધ પ્રયત્ન કરવાની જરૂર છે. તેના બચાવ સારૂ પ્રથમ તો તેનું તાવીજ તેની પાસેથી લઈ લેવું જોઇએ. પછી જોઉં છું કે પ્રપંચીઓ તેને કેવી રીતે સપડાવે છે! (પ્રકાશ) સખી સત્યભામા! તારી ચિત્તવૃત્તિ આમ ઉદ્વિગ્ન થવાનું મુખ્ય કારણ પેલી જાહેરાત સિવાય બીજું કશું નથી. એ જાહેરાતના મૂળમાં પ્રેમ છે કે કપટ, તેની ખાત્રી થઈ એટલે આપોઆપ જ તારા હૃદયનો ઉદ્વેગ ઉડી જશે.

**સત્ય૦**—તે તો ખરૂં, પણ તે ખાત્રી થવાની શી રીતે?

**ઇન્દુ૦**—તે કરી આપવાનું કામ મારૂં. પણ તે પાર પાડવા સારૂ થોડા દિવસ તારા ગળામાંનું તાવીજ તારે મને આપવું પડશે.

**સત્ય૦**—બહેન, આ તાવીજ હું છેક નાની હતી ત્યારથી મારા ગળામાં કાયમ છે. એ મારા જન્મદાતાએ બાંધ્યું હશે. કદાચ મારી માતાના હાથનો સ્પર્શ પણ તેને થયો હોય! મારા આ જન્મનું તે એકનું એક સોબતી ક્યારેય પણ મારાથી

બિખૂંટું ન પડે એવી મારી ઇચ્છા હોય એ સ્વાભાવિક છે. અને તેથી તે કાઢીને આપતાં હાથ પાછો હઠે છે. પણ તું જ્યારે આ બધું મારા ભલા માટે જ કરે છે, ત્યારે હું તારા ઉપર એટલો પણ વિશ્વાસ ન રાખું તો કૃતઘ્ની કહેવાઉં. (તાવીજ કાઢી આપે છે.) આ લે, પણ તેને જીવસટે સાચવજે હો, બહેન !

ઇન્દુ૦—મારી પ્રિય સખીએ જે તાવીજને આજ સુધી પોતાના હૃદય ઉપર રાખ્યું છે, તે હવે મારા હૃદય ઉપર રહેશે. હું તેને સૂનું કેમ મૂકીશ? ફીકર ન કરીશ, અને સત્યભામા, મનમાંથી ગાંડાઘેલા વિચાર કાઢી નાખી મનને પ્રસન્ન રાખ.

સત્ય૦—હું મારાથી બનતો પ્રયત્ન કરીશ જ.

ઇન્દુ૦ (સ્વગત)—ગમે તે રીતે આની ઉદાસીનતા ઓછી કરવી જોઇએ. તે વધતી રહે તો વખતે અવિચારીપણે કાંઇક આડું અવળું જ કરી બેસે. એના દિલમાં ઉત્સાહ લાવવા મેં મારાથી બનતો પ્રયત્ન કર્યો અને કરીશ; પરંતુ આ કામમાં જ્યોતિષી મહારાજની મદદ વધારે કિંમતી થઈ પડશે. આની ગમગિની જતી રહે ને તે હોંશિયાર થાય ત્યાં સુધી તેના ઉપર નજર રાખવાનું તેમને સૂચવવાની જરૂર છે. એકંદરે એનું પરિણામ સત્યભામાની ઇચ્છા પ્રમાણે આવે તો તે મને પણ ઇષ્ટ જ છે.

(શંકરલાલ શાસ્ત્રી અને દેવેન્દ્ર પ્રવેશ કરે છે.)

શંકર૦—ઓહો ! તમે ત્યારનાં હજી અહીં જ છો ? બહુ

બાર થઈ. નીચે જાઓ, વહેમાશે. (સત્યભામા ને ઇન્દુમતિ જાય છે.)

**શંકર૦**—દેવશંકર, મેં તમને એકાન્તમાં બોલાવ્યા તેનું કારણુ જરા વિલક્ષણુ છે. "પંચનાદ"માંની આ જાહેરાત તમે વાંચી હશે જ. (બતાવે છે.)

**દેવેન્દ્ર૦**—હા, મેં તે વાંચી છે.

**શંકર૦**—આ જાહેરાતનો મારા હિતાહિત સાથે કેટલોક સંબંધ છે, તેટલા માટે એમાં જણાવેલા સમયે શ્મશાનમાં કોણુ કોણુ આવે છે તે જાણુવાની મને ઉત્કંઠા છે. આ કામ સોંપવા લાયક તમારા સિવાય બીજો વિશ્વાસુ માણુસ નહિ જણાવાથી તમને જ તસ્દી આપવા ધાર્યું છે.

**દેવેન્દ્ર**—આપે મને ઉદારતાથી ઘરમાં આશ્રય આપ્યો, એટલું જ નહિ, પણુ વિશ્વાસપાત્ર ગણ્યો, એ આપનો ઉપકાર ઓછો નથી. આપનું આ કામ હું મારાથી બનતી પુરતી સાવધાનતાથી બજાવીને આપનો વિશ્વાસ અસ્થાને નથી એવી ખાત્રી કરી આપવાની આશા રાખું છું. ત્યાં ઘણે ભાગે બહુ માણુસ નહિ આવે.

**શંકર૦**—સીધા સંબંધ વગરનાં માણુસ ન આવે એટલા માટે તો સ્થળ અને સમય આવાં વિચિત્ર રાખ્યાં છે. કેટલાકને તો એ કેવળ મશ્કરી રૂપ જ લાગશે, અને કેટલાકને મધ્યરાત્રે શ્મશાનમાં જવાની હિંમત જ નહિ થાય. તમે ત્યાંથી પાછા આવો એટલે સીધા મારી પાસે જ આવજો. હું બારણાં ઉઘાડાં જ રાખીશ.

**દેવેન્દ્ર**—વારૂ, જાઉં છું. ( જતાં સ્વગત ) આ જાહેરાત સાથે શાસ્ત્રીને શો સંબંધ હશે ? ગમે તે ભલે હોય. રાજકુલીનની સાથે તેનો વિશેષ સંબંધ લાગતો હોવાથી મારે જવાની જરૂર તો હતી જ. આ તો એક પંથ ને બે કાજ સર્યાં.

**ઇન્દુ૦** ( સામેથી પ્રવેશ કરીને )—જ્યોતિષી, આપે તે દિવસે મારા કાનમાં જે વાત કહી હતી તેના બદલામાં હું આપના હિતની એક વાત કહું ?

**દેવેન્દ્ર**—કહેશો તો તે ઘણા આનંદથી સાંભળીશ.

**ઇન્દુ૦** ( સ્વગત )—સત્યભામા પ્રત્યે આમનું મન વિશેષ આકર્ષાય, માટે તેના મનની સ્થિતિ જરા વિસ્તારીને જ કહું. (પ્રકાશ) સાંભળો ત્યારે. સત્યભામા કોઈ કારણથી આજ સવારની મુંઝવણમાં છે, અને કદાચ તે મુંઝવણમાં ને મુંઝવણમાં પોતાના જીવ ઉપર આવી ઉંધુંચતું કરી બેસે, એવી મને ધાસ્તી રહે છે, માટે હમણાં તેના ઉપર પુરતી દેખરેખ રાખવાની જરૂર છે.

**દેવેન્દ્ર**—ઇન્દુબહેન, હું આ સૂચના માટે તમારો ઘણો આભારી છું. તેના ઉપર દેખરેખ રાખવામાં હું બેદરકાર નહિ રહું. તમે નિશ્ચિંત રહો. હું જાઉં છું. ( જાય છે. )

**ઇન્દુ૦** (સ્વગત )—શંકરલાલ કાકા અને સત્યભામા માને છે તેમ આ તાવીજ મંત્રનું હશે કે તેમાં એનાથી એ કાંઈ વિશેષતા હશે ? પણ હાથના કંકણને આરશી શા માટે જોઇએ ? તેના આ દાંતા છુટા પાડીને ફરી બંધ કરી શકાય તેવા છે. (તાવીજ ખોલે છે. અંદરથી કાગળ કાઢતાં) કાગળ કેવો આમાં?

અરે ! આ તો એક વિચિત્ર આકૃતિ કાઢેલો વાંકોચૂંકો કાગળ નો કકડો છે. પણ આ આકૃતિ ઉપરથી એ કાંઈંક જંતર જેવું જણાય છે. આ તાવીજ મારી પાસે તો ન જ રાખવું, બીજી કોઇના ગળામાં નાખવું. પણ તે વળગાડવું કોને ? અરે હા, યાદ આવ્યું. તરંગિણીની ચાકરડી લખમી હમણાં હમણાં ફાટતી જાય છે, તેના ઉપર જ આનો પ્રયોગ અજમાવવો. તેની પણ જરા મઝા ઉડશે. બરાબર છે, એમ જ કરવું.

---

## પ્રવેશ ચોથો.

[ રામજી અને લખમી : શંકરલાલ શાસ્ત્રીના આંગણામાં. ]

**લખમી**—હું હવેથી તને ઘરમાં નંઈ આવવા દઉં.

**રામજી**—મને નો આવવા દે તો તું હાલ મારી હારે બાર.

**લખમી**—હું બારે નંઈ આવું.

**રામજી**—મારી ઉપર આજ આટલી રીંહ કેમ કરેસે,લખી ?

**લખમી**—હાંભળ. હવે તારે મને કોઈ દી લખી નો કેવી, લખમીબાઈ કઇને બોલાવવી. મારી તરંગણીબા રાજાનાં રાણી થાવાનાં સે, ને હું થાવાની સું એની માનીતી દાશી. શાર ઘોડાની ગાડીઉંમાં ને પાલખીઉંમાં બેહવાનું ! તને નોકરી જોવે તો આવજે મારી પાંહે !

**રામજી**—લખી-

**લખમી**—એકવાર કયું ને કે લખમીબાઈ કઇને બોલાવજે?

**રામજી**—તું મોટી રાણીની રાણી થા તોય મારી તો લખી ઈ લખી જ રેવાની! તું મને રામલાને હાટે રામસંદર કે ઈ મને રજે હારૂં નો લાગે. પણ કોય દી નંઇ ને આજ તું આમ કેમ કરે સે લખી?

**લખમી**—તને કાંય સિકસન સે?

. **રામજી**—સિકસન હું વળી? ઈ કેવું હોય?

**લખમી**—ખબર હોય તો કેની?

**રામજી**—ઈ સિકસનની નથી ખબર મને. તું કે તો ખરી કે ઈ કેવું હોય?

**લખમી**—હાસું કઉં? સિકસન કોને કેવાય ઈ મનેય ખબર નથી.

**રામજી**—તારે મને સિકસન નથી, એમ કઇને તું હું તારૂં ડાપણ દેખાડવા લાગી સો? મારા ધુંજામાંથી કાંક કાઢીને તને કયું હત કે આ સિકસન તો તું ઈ નંઈ કેત ખરી?

**લખમી**—તરંગણીબાએ એક વાર મને કયું તું કે તને સિકસન નથી. ઈ ઉપરથી મેં તને કયું! ઇ તો ઠીક, પણ આ તારાં લુગડાં કેવાં ગંધાય સે?

**રામજી**—તું પડી સો મોટાના ઘરમાં એટલે બધી વાતું

આવડે સે ! થોડા દીમાં તો મોટી સરદારણુ થઈ ગઈ! વાહ રે વાહ! મારી સરદારણુ વાહ !

**લખમી**—રામલા, આમ ઠેકડી હું કરે સે? હું તારી હારે નંઈ બોલું હવે.

**રામજી**—તારા પાંહે અમે ગંધારા ને ગામડીયા ખરા ને? બઉ હારૂં. હું જાઉં સું. (જવા માંડે છે. પાછો ફરીને) લખી, તું તારે મોઢે નકારો નંઈ દે તાં હુધી હું જાવાનો નથી, હમજી?

**લખમી**—જાતો હો તો જાને? તને રોકે સે કોણુ? મારી બલા!

**રામજી** (સ્વગત)—હું હમજ્યો કે રીંહમાં ને રીંહમાં લખીની જીભડી નંઈ હાલે ને કાંય નંઈ બોલે. પણુ સેતરાણો! (લખમી તરફ જોતો જોતો જાય છે. સામેથી ઇન્દુમતિ પ્રવેશ કરે છે.)

**ઇન્દુ૦**—અલી લખમી, રામજીને કાઢી મૂક્યો ને? સારૂં કર્યું.

**લખમી**—બેન, તમે આમ વાંહો થાબડો તો મારૂં દખ કાંક ઓસું થાય.

**ઇન્દુ૦**—શાનું દુઃખ લખમી?

**લખમી**—રામલો ગ્યો ઈ? બીજું મારે હું દખ હોય?

**ઇન્દુ૦**—તેના જવાથી તને દુઃખ થાય છે?

**લખમી**—એમ નંઈ. ઈ મારી ગાળું ખાધા વના ગ્યો ઈ!

**ઇન્દુ૦**—એમ કે? પણુ લખમી, બહુ પૈસાવાળો વર

ખોળી તેની સાથે તને પરણાવવાનું તરંગિણીબહેને કહ્યું છે ને ?

**લખમી**—હા, હા.

**ઇન્દુ૦**—પણ કન્યાનો બાપ ગરીબ હોય તો પૈસાવાળો વર મળવો બહુ મુશ્કેલ છે, એ તને કયાં ખબર છે ?

**લખમી**—તો એનો હું ઉપા, બેન ?

**ઇન્દુ૦**—તને તે ઉપાય બતાવવા સારૂ જ હું આવી છું. આ એક તાવીજ છે તે તું તારા ગળામાં રાખીશ એટલે એક ધનવાન ગૃહસ્થને તારા બાપ થવાની આપોઆપ જ બુદ્ધિ થશે !

**લખમી**—તો લાવો, ઈ માદળીઉં નાખું મારી ડોકમાં.

**ઇન્દુ૦** ( તાવીજ આપતાં સ્વગત )—આને આસ્થા બેસે તેવું કહેવું જોઇએ. ( પ્રકાશ ) આ લે. કાલ સવારે પરોઢીઆમાં તેલનો ધૂપ દઇને ગળામાં નાખજે.

**લખમી** ( જોઇને )—આ તો સતભામા બેનનું !

**ઇન્દુ૦**—હા, તેનું જ તે. મેં તારા માટે જ તેની પાસેથી માગી લીધું છે. તેમાં એવો અદ્દ્ભુત ગુણ છે કે તેને લીધે કાકાએ સત્યભામાને પોતાની દીકરી ગણીને ઘરમાં રાખી છે. કરીશ ને મેં કહ્યું તેમ ?

**લખમી**—કેમ નંઈ કરૂં ? એમાં મારૂં ભુંડું થોડું જ થાવાનું સે ? હારૂં જ થાવાનું સે ! ( બન્ને જાય છે. )

---

# પ્રવેશ પાંચમો.



[શ્મશાન : બળતી ચિતા પાસે મોઢાપર ઓઢીને રામજી સુતો છે. એક તરફથી દેવેન્દ્ર અને બીજી તરફથી ભાનુપ્રસાદ પ્રવેશ કરે છે.]

**ભાનુ૦** (સ્વગત)—જાહેરાતમાં રાજકુલીન સાથે તેનો સંબંધ દર્શાવેલો હોવાથી મહારાજની સ્વારી અહીં આવી જણાય છે!

**દેવેન્દ્ર** (સ્વગત)—જાહેરાતથી આકર્ષાઇને હું અહીં આવીશ એવું સમજીને મારા રક્ષણની કાળજીથી ભાનુપ્રસાદ પણ અત્યારે અહીં હાજર થયો છે. ખરેખર, મારા હિત માટે આટલી ચિંતા રાખનાર તેના જેવું બીજું કોઈ નથી.

(બન્ને ધીમેથી કંઈક વાત કરે છે. પછી રામજીને ઢંઢોળીને જગાડે છે.)

**રામજી** (મોઢે કાળું બોકાનું બાંધેલું છે ને આંખો ચોળતો)—રાંડની ઉંઘ આવી ગઈ!

**દેવેન્દ્ર** (સ્વગત)—કણબી કે કોળી?

**ભાનુ૦** (સ્વગત)—કોઈ હલકી વરણનો શૂદ્ર લાગે છે!

**દેવેન્દ્ર**—ઠાકોર, આટલી મોડી રાત્રે અહીં કેમ?

**રામજી**—ઘરમાં બઉ માકડ થ્યા સે. રાંડના ઉંઘવા જ દેતા નથી. એથી વશાર થયો કે મહાણમાં જઇને પડું તો બે ઘડી નિરાંતે ઉંઘાય. પણ તમે ઊંઘવા નો દીધો.

**ભાનુ૦**—ઉંઘો ત્યારે નિરાંતે પટેલ!

**રામજી**—હવે કયો દીકરો આંય પડી રે સે!

**દેવેન્દ્ર** (સ્વગત)—પાકો જણાય છે. હું જાઉં હવે.
(ભાનુપ્રસાદને આગુસારો કરીને જાય છે. તેની પાછળ રામજી જાય છે.)

**ભાનુ૦** (સ્વગત)—આ ઉપરથી શું સમજવું? મારી બહેન શૂદ્રજાતિની હશે? અહીં આવેલો આ માણસ તેનો પિતા થતો હશે કે શો સંબંધી હશે? તે તો કાંઇ બોલ્યાચાલ્યા વગર દેવેન્દ્ર મહારાજની પાછળ જતો રહ્યો. તે આ સમયે સ્મશાનમાં આવ્યો શું ને આમ જતો રહ્યો શું? ગામડાના ગમાર જેવો જ લાગ્યો! દેવેન્દ્ર મહારાજ પણ તેને જોતાં થંડા જ થઈ ગયા, ને મુંગે મોઢે પાછા વળ્યા. (જરા વિચાર કરીને) ગમે તેમ હોય, પણ પિતાજીની આજ્ઞા પ્રમાણે બહેનની શોધ તો ચાલુ રાખવી જ. તે કદાચ શૂદ્રકન્યા હશે તોપણ શું થયું? દેવેન્દ્ર મહારાજના વિચાર જૂના જમાનાના નથી. બાપના કુવામાં બુડી મરવાનું તેઓ પસંદ કરે તેવા નથી, એ મારાથી કયાં અજાણ્યું છે? એટલે મારી બહેન શૂદ્ર હશે કે ગમે તેવી હશે, તોંપણ તેઓ મારૂં વચન નહિ જ ઉથાપે. માટે તેમના વિવાહનું નક્કી થતાં પહેલાં બહેનનો પત્તો મેળવવાની જરૂર છે. તે મળે તો પછી હું મારી ધારણા હરકોઈ પ્રયત્ને પાર પાડીશ. (જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

[ શંકરલાલ શાસ્ત્રીનું ઘર : દેવેન્દ્ર અને શંકરલાલ. ]

**દેવેન્દ્ર** ( સ્વગત )—એ જાહેરાત સાથે શાસ્ત્રીજીના હિતાહિતનો શો સંબંધ હશે ? ને કણબી કે કોળી જેવા લાગતા એ માણસનો શો સંબંધ હશે ? ગમે તે હોય, પણ ત્યાં માત્ર તે એકલો આવેલો તે શાસ્ત્રીજીને જલદી જણાવવું જોઇએ. કદાચ તેઓ મારી રાહ જોઇને જાગતા પણ હશે. ( ધીમેથી બારણાને ટકોરા મારતાં બારણું ઉઘાડી શંકરલાલ શાસ્ત્રી બહાર આવે છે. )

**શંકર૦** ( અધીરાઈથી )—કેમ, શા સમાચાર લાવ્યા ?

**દેવેન્દ્ર**—શ્મશાનમાં માત્ર એક જ મનુષ્ય આવ્યો હતો, અને તે શૂદ્રજાતિનો લાગ્યો.

**શંકર૦**—( આશ્ચર્યચકિત થઈને )–હેં ! શૂદ્ર જેવો ! વારૂ, તેની ઉંમર કેટલી હશે ?

**દેવેન્દ્ર**—તેણે મોઢે બોકાનું બાંધી લીધેલું હોવાથી મારાથી ઉંમરનું અનુમાન કરી શકાયું નહિ.

**શંકર૦** ( સ્વગત )—અરેરે ! આ તો ધાર્યા કરતાં ઉલટી જ વાત સાંભળી ! શું પેલા બ્રાહ્મણ પાસે જેણે પોતાની દીકરીને મુકેલી, તે શૂદ્ર જાતિનો હશે ? ત્યારે તે બ્રાહ્મણ

હોવાનું મને પેલા બ્રાહ્મણે જણાવેલું તે શું ખોટું? અરેરે! બિચારી સત્યભામા આ હકીકત જાણશે ત્યારે તેની શી અવસ્થા થશે? (પ્રકાશ) વારૂ, તેના વર્તનમાં કાંઈ સંશયાસ્પદ તમને લાગ્યું હતું?

**દેવેન્દ્ર**—મેં તેને શ્મશાનમાં આવવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે સીધો જવાબ ન આપતાં ઉડાઉ જ આપ્યો; અને હું આ તરફ આવવા પાછો વળ્યો, ત્યારે મારી પાછળ પાછળ ઠેઠ અહીં સુધી તે આવતો દેખાતો હતો.

**શંકર૦** (સ્વગત)—મને લાગે છે કે આમાંથી કંઈક ઈંદંતૃત્રીયં જાગશે ખરૂં. શું થશે તે ભગવાન જાણે, પણ કંઈક થશે એમ તો મારૂં મન નક્કી કહે છે. માટે ઘરનાં સૌને એકદમ આરામબાગમાં મોકલી દેવાં એ જ ઉત્તમ છે. જ્યોતિષીને પેલા માણસે જોયા છે, અને તે ઠેઠ અહીં સુધી તેમની પાછળ પાછળ આવ્યો હતો, માટે તેમને પણ હમણાં અહીં રહેવા દેવા એ ઇષ્ટ નથી લાગતું. (પ્રકાશ) દેવશંકર, આ બનાવ મને કંઈક ભેદભરેલો લાગે છે; તમે માટે આજ-મળસ્કામાં જ ઘરનાં બધાંને તેડીને આરામબાગમાં જાઓ. સૂર્યોદય થતાં પૂર્વે ત્યાં પહોંચવું જોઇએ. વિલંબ થવો ન જોઇએ. હું અંદર જાઉં છું. (જાય છે.)

**દેવેન્દ્ર** (સ્વગત)—આમાં શો ગોટાળો હશે તે મારાથી સમજી શકાતું નથી. પરંતુ આ બનાવનો સંબંધ સત્યભામાની સાથે હોવો જોઇએ, એટલું તો ઇન્દુમતિએ મને સવારે કરેલા

ઇસારા ઉપરથી સ્પષ્ટ થાય છે ખરૂં. અરે! પણ તેની સૂચના પ્રમાણે સત્યભામાની દેખરેખ રાખવાનું તો મારાથી હજી સુધી ન જ બન્યું! શાસ્ત્રી ને હું વાત કરતા હતા ત્યારે આ બારણાની પાછળથી સાડીનો પાલવ દેખાઈ અદૃશ્ય થઈ ગયો હતો. તે વખતે વાતમાં મારૂં લક્ષ તે તરફ ન ખેંચાયું, પણ નક્કી તે સત્યભામાનો જ હોવો જોઇએ. આટલી મોડી રાત્રે તેને બહાર નીકળવાનું પ્રયોજન શું હોય? ઇન્દુમતિના કહેવા પ્રમાણે કાંઈ આડોઅવળો તરંગ તો તેના મગજમાં ઉદ્‌ભવ્યો નહિ હોય? મારે એકદમ તેની તપાસ કરવા જવું જોઇએ.

(જાય છે.)

---

## પ્રવેશ સાતમો.

[ સત્યભામા: કુવાને કાંઠે ઉભી છે. ]

**સત્ય૦** (સ્વગત)—પિતાજીના સૂવાના ઓરડાનું બારણું ઉઘડ્યું ત્યારે મને કલ્પના પણ નહોતી થઈ કે તેઓ આવા ભયંકર સમાચાર જણાવવાના છે. પિતાજી જાહેરાત સંબંધી તજવીજમાં પડ્યા હતા, ત્યારથી હું ગુપ્ત રીતે બધી ચર્ચા જોયા જ કરતી હતી. તેઓ પિતાજીની પાસે આવ્યા કે તરત મારા સંબંધમાં શા સમાચાર લઈ આવ્યા છે, તે જાણવાની

ઉત્કંઠાથી હું અંદરને રસ્તે જઈ બારણાની પાછળ ઉભી રહી. એટલામાં તો એમના વજ્રબાણ જેવા શબ્દો કાને પડ્યા! જોશી મહારાજ, જે મુખથી આપે મને સાંત્વનના મૃદુ શબ્દો કહેલા તે જ મુખે આ દારૂણ વાર્તા સંભળાવી? પણ આપ શું જાણો કે હું બારણા પાછળ લપાઈને બધું કાનોકાન સાંભળું છું? ઓ પ્રભુ! મેં આલોકનો ત્યાગ કર્યો છે એવું પિતાજી જ્યારે સાંભળશે, ત્યારે તેમનો જીવ દુઃખભારથી ઉડી જશે, અને મારા નામથી કકળાટ કરશે. પણ પિતાજી! વહાલા પિતાજી! હું આ સાહસ આપની ખાતર કરૂં છું હો! તમે અત્યંત પવિત્ર આચરણવાળા કર્મનિષ્ઠ બ્રાહ્મણ અને હું શૂદ્રકન્યા! એ સત્ય જાણ્યા પછી હું તમારા ઘરમાં રહું તો તમને કેટલું દુઃખ થાય? મારા ઉપરનો વાત્સલ્યપ્રેમ તમને મારા વાંસા ઉપર હાથ ફેરવવાની પ્રેરણા કરે; પરંતુ તે જ ક્ષણે ધર્મબુદ્ધિ તે હાથને પાછો ખેંચી લેવા ફરજ પાડે! હું દરરોજ વિવિધ પ્રકારની વાનીઓ બનાવતી ને તમને પીરસતી, તે ખાતાં ખાતાં મને સારૂં લગાડવા-પ્રોત્સાહન આપવા માટે તમે તેનાં વખાણ કરતા; પરંતુ હવે મારા હાથનું પાણી સરખું લેતાં તમારૂં ધર્મનિષ્ઠ અન્તઃકરણ અચકાશે! તમારો મારા ઉપરનો આજ સુધીનો અપ્રતિમ પ્રેમ, અને હવે પડનારૂં કૃત્રિમ અંતરઃ એ બે વચ્ચે ભારે ખેંચતાણ થવાની! તે ન થાય એ જ આ આત્મઘાતનો હેતુ છે. તમારી સેવા કરવાનું જે પુણ્ય સદ્‌ભાગ્યે આજ સુધીમાં મને મળ્યું

છે, તે મારો આ મહત્પાપથી ઉદ્ધાર કરશે, એવી મને ખાત્રી છે. જોશી મહારાજ, આપે મને રાજપદ મળવાનું જે ભવિષ્ય કહ્યું હતું તે ખોટું પડેલું સમજી મનમાં વિષાદ થવા ન દેશો. વાસ્તવિક જોતાં તે ખરૂં પડેલું જ છે. કારણ, આપ મારા મનથી રાજા તરીકે શોભવા યોગ્ય છો અને હું મનથી આપને વરી ચુકી છું. એ કરતાં ઉચ્ચ રાજપદ બીજું કયું હોય? (નેપથ્યમાં–'સત્યભામા, સાહસ ન કર! સબુર! સબુર!') તે જ આવતા જણાય છે. પણ તેમને મારે શું મોઢું બતાવવું? પ્રાણ-ત્યાગ! અને બસ, હવે તો માત્ર એ એક જ કર્તવ્ય. (આકાશ તરફ નજર કરીને) ઓ પ્રભુ! સર્વસાક્ષી ભગવાન! મારા કુ-કર્મના બળને લીધે એમના સાહચર્યનો યોગ આ જન્મે મને ન મળ્યો, પણ હવેના જન્મે તો તે યોગ જરૂર મેળવજે! હે ઈશ્વર! પિતાજીને અને એમને સદા સુખી રાખજે!

(કુવામાં પડે છે.)

**દેવેન્દ્ર** (પ્રવેશ કરીને સ્વગત)—અંત સમયે મારૂં કલ્યાણ વાન્છીને, બીજે જન્મે મને મેળવવાની પ્રભુ પાસે પ્રાર્થના કરીને, તે કુવામાં જ પડી! કુવામાં ઉતરવા માટે પગથીઆં તો છે, પણ તે રસ્તે ઉતરવા જેટલો અવકાશ રહ્યો નથી, માટે જે બને તે ખરૂં, પણ ઉપરથી જ ભુસકો મારવો. પ્રભુ!

(કુવામાં ભુસકો મારે છે. થોડીવારે બેભાન થયેલી સત્યભામાને લઈ દેવેન્દ્ર પગથીએથી ઉપર આવે છે ને કુવાના પડથાર ઉપર તેને સુવાડે છે.)

**દેવેન્દ્ર**—સત્યભામા, આંખ ઉઘાડીને એક વાર મારી તરફ

જો. કુવામાં પડતાં તેં જેનું કલ્યાણ વાચ્છયું તેનું હવે તું અકલ્યાણ કરવા ઇચ્છે છે? તે તારી સામે ઉભો છે, તે તો જરા જો! (આગળ આવેલા વાળ સરખા કરતાં) સત્યભામા, દેવી સત્યભામા! તું મને છોડીને આલોકમાંથી ચાલી જાય તેના કરતાં મારૂં વિશેષ અકલ્યાણ શું થવાનું? તેં આજ સુધી માત્ર દુઃખ જ દેખ્યું છે; સુખનું સ્વપ્ન સરખું તને આવ્યું નહિ હોય! પણ હવેથી તને સુખમાં રાખવી એ જ મારૂં પવિત્ર કર્તવ્ય–મારો ખરો ધર્મ–થઈ રહેશે. તને મારી દયા નથી આવતી? (હાથ જોડીને) ઓ અનાથના નાથ! દીનદયાળ પ્રભુ! બિચારી જન્મની દુઃખીઆરી આ અનાથ બાળાને બચાવ અને તેને સનાથ કરવાનું મને બળ આપ. એ તારે શરણે પડી છે.

**સત્ય૦** (થોડી શુદ્ધિમાં આવીને)—હું કયાં છું?

**દેવેન્દ્ર**—અહાહા! દીનદયાળુ ભગવાને દયા કરી ખરી! આ જગતમાં તેની દયા–તેની સહાયતા વિના કંઈ જ શુભ કાર્ય થતું નથી, તે સત્ય છે. (સત્યભામાના કપાળ ઉપર હાથ ફેરવે છે.)

**સત્ય૦** (તેના હાથને પોતાના હાથે દબાવીને)—મારા કપાળ ઉપર આ અમૃત કોણ છાંટે છે?

**દેવેન્દ્ર**—સત્યભામા!

**સત્ય૦**—પ્રભુ, મને મરવા દો!

**દેવેન્દ્ર**—સત્યભામા, તું આપણી ઉપર અને આપણાં પ્રિય જનો ઉપર કેવું ભયાનક સંકટ લાવવા ઉદ્યુક્ત થઇ હતી!

**સત્ય૦** ( આંખો ઉઘાડીને બેઠી થાય છે. )—હા, સાંભર્યું! મારૂં બધું દુર્દૈવ મને સાંભર્યું ! મારા પ્રભુ ! મારૂં યાતનામય જીવન શા માટે લંબાવો છો ? હું શૂદ્રકન્યા છું, એ મેં આપના જ મુખે અને મારે કાનોકાન સાંભળ્યું છે !

**દેવેન્દ્ર**—સત્યભામા, મગજમાંથી એ ઘેલછા કાઢી નાંખ.

**સત્ય૦**—મારા રક્ષક પરમ પૂજ્ય પિતાજીને જે દુઃખ થાય તેમાંથી તેમની મુક્તિ કરવા સારૂ જ મેં મારા પ્રાણનો ભોગ આપવાનો વિચાર કર્યો છે; સ્વાર્થબુદ્ધિથી નથી કર્યો. મને શાન્તિથી મરણને શરણ થવા દો. હવે મરવામાં જ મઝા છે !

**દેવેન્દ્ર**—તારા કયા કૃત્યના મૂળમાં સ્વાર્થબુદ્ધિ હોય છે કે આમાં હોય ? તારા જીવનનું લક્ષ્ય જ પરમાર્થ છે. પણ જીવનનો અંત લાવવાનું સાહસ કરતાં તેં ફક્ત તારા પિતાના સુખદુઃખનો જ વિચાર મનમાં રાખ્યો હતો. તારા એ કૃત્યથી બીજાને શું થશે તે તરફ તારૂં છેક જ દુર્લક્ષ થયું હતું!

**સત્ય૦**—મારા મૃત્યુથી તરંગિણીબહેનનું કલ્યાણ થાત; અને કાકી ખુશ થાત !

**દેવેન્દ્ર**—એમના સિવાય આ જગતમાં તારૂં પ્રીતિપાત્ર કોઈ માણસ નહિ જ હોય !

**સત્ય૦**—એક છે, ને તેનું સ્મરણ મેં તે વખતે કર્યું હતું.

**દેવેન્દ્ર**—તને તેનું સ્મરણ ક્ષણવાર થયું હશે; પરંતુ પ્રાણત્યાગનો તારો હેતુ સિદ્ધ થયો હોત તો તેને આખી જીંદગી તને સંભારી સંભારીને તેં રોતો કર્યો હોત !

**સત્ય૦**—મારા બચવાથી પણ તેને શો લાભ થવાનો ?

**દેવેન્દ્ર**—શો લાભ ? આખી જીંદગી તારો સુખકર સહવાસ અને તારા સદ્‌ગુણનું અનુકરણ કરવાની અમૂલ્ય સંધિ. આ લાભ જેવો તેવો છે કે ?

**સત્ય૦**—તે આ જન્મમાં તો શક્ય નથી ! તે ઉંચા કુળના બ્રાહ્મણ ને હું શૂદ્ર ! તેમની ઉત્પત્તિ વિરાટ પુરુષના મુખથી ને મારી તેના પગથી !

**દેવેન્દ્ર**—સત્યભામા, તું શૂદ્રકન્યા છે એવું અનુમાન બાંધવામાં તેં બહુ ઉતાવળ કરી છે. પણ ઘડીભર એમ માનીએ કે તું શૂદ્રકન્યા છે, તોપણ શૂદ્રકન્યાની સાથે બ્રાહ્મણને 'અનુલોમ વિવાહ' કરવામાં શાસ્ત્રાજ્ઞા અનુકૂળ છે.

**સત્ય૦**—શાસ્ત્રાજ્ઞા અનુકૂળ હશે, પણ રૂઢી પ્રતિકૂળ છે ને ? રૂઢીએ આજ સુધીમાં કેટલી બધી શાસ્ત્રાજ્ઞાઓને પગ નીચે કચરી છુંદી નાખી છે !

**દેવેન્દ્ર**—જે રાક્ષસી રૂઢીએ અનેક દિવ્ય શાસ્ત્રાજ્ઞાઓને પગતળે કચરી છુંદી નાખી છે, તેને જ પગતળે કચરીને તે ધર્માજ્ઞાને પૂર્વવત્ સ્વસ્થાનારૂઢ કરવી, એ દરેક ખરા ધર્મનિષ્ઠનું. કર્તવ્ય છે. સત્યભામા, જે રૂઢીએ અનુલોમલગ્નો બંધ પાડીને જ્ઞાતિ જ્ઞાતિઓ વચ્ચેનું સખ્ય તોડી નાખ્યું છે, તે રૂઢીનો તિરસ્કાર કરીને-તેને લાત મારીને આ તારો સ્નેહી આત્મા તારી સાથે લગ્ન કરવા તૈયાર છે. માત્ર તારે ફરી કદિ પણ આત્મઘાતની કોશીશ ન કરવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ.

**સત્ય૦**—ફરીને આત્મઘાત કરવાનો પ્રયત્ન ન કરવા હું કબૂલ થાઉં છું; અને મારી કબૂલાત એ જ પ્રતિજ્ઞા સમજશો. પરંતુ આ કબૂલાત હું વલ્લભ પ્રાપ્તિની લાલચથી આપતી નથી. કારણ, મારો વલ્લભ જે પ્રમાણે મારી ખાતર–મારા સુખની ખાતર–ઉદાર દિલથી જનસમાજનો રોષ પોતાને માથે વહોરી લેવા તૈયાર થાય છે, તે જ પ્રમાણે તેના ઔદાર્યનું અનુકરણ કરીને તેનું એ રોષથી રક્ષણ કરવું, એ મારૂં કર્તવ્ય છે.

**દેવેન્દ્ર**—સત્યભામા, તારા ગુણોની જેમ જેમ વિશેષ કસોટી થાય છે, તેમ તેમ તે ઑર અને અનંત દેખાય છે. તારો સહવાસ એ જ એક ઉમદા શિક્ષણ છે.

**સત્ય૦**—ત્યારે હવે આપણે અંદર જઇશું ?

**દેવેન્દ્ર**—ખરે જ, તું શરદીથી ઠુંઠવાઈ ગઈ હશે. (તેના હાથને ટેકો દઈ ઉભી કરતાં) અરે ! આ શું ? આ પડખે તો માથામાંથી લોહીની ધાર ચાલી રહી છે ! કુવામાં પડતાં પત્થર વાગવાથી ફૂટ થઈ લાગે છે. વચ્ચે પાણીને લીધે લોહી બંધ થઇ ગયું હશે, પણ તે ફરી હમણાં જોરથી વહેવા માંડયું છે. ઉભી રહે, આ મારો ભીનો રૂમાલ બાંધું. (રૂમાલ બાંધતાં) આજે પરોઢીઆમાં આપણે સર્વેને આરામબાગમાં જવાનું છે માટે જલદી ઘરમાં જઈ તૈયારી કરવાની છે. આ બનાવની કોઇને ખબર ન પડે તે માટે ખબરદારી પણ રાખવાની છે. વાળ નીચે વાગેલું હોવાથી એકદમ કોઇના જાણવામાં આવે તેમ તો નથી જ. (જાય છે.)

# અંક ત્રીજો — પ્રેમપ્રકાશ.

## પ્રવેશ પહેલો.

[ ઇન્દુમતી અને લખમી : શંકરલાલનું ઘર. ]

ઇન્દુ૦—લખમી, તને મેં કહ્યા પ્રમાણે તાવીજ ગળામાં નાખ્યું કે ?

**લખમી**—ભળકડામાં જ, જોવો બેન. ઘરનાં બધાં માણહ બાર નીકળ્યાં કે મેં ગળામાં નાખી દીધું.

ઇન્દુ૦—આરામબાગમાં સૌ ગયાં કે ?

**લખમી**—બાપા એકલા ર્યા સે. ઇન્દુ બેન, મને એક બઉ ભારે સંતા થાય સે.

ઇન્દુ૦—એવી તે ભારે શી ચિંતા તને થવા લાગી છે ?

**લખમી**—આ માદળીઉં બાપા જોવે ને ઈ જ મને પોતાની દીકરી કે, તો મારે હું કેવું ?

ઇન્દુ૦—ગાંડી છે તું. આ તાવીજે એક વખત તેમની ઉપર પોતાની સત્તા ચલાવી દીધી છે, એટલે હવે ફરીને તેની અસર તેમના ઉપર થઈ શકે તેમ નથી. એક માણસ ઉપર બે વખત તેનો અમલ ચાલતો નથી. સમજી ?

**લખમી**—હાશ! હવે મારો જીવ હેઠો બેઠો. જો બાપા મને તરંગણી બેન હમજીને એને હાટે મને રાજા હારે પરણાવી દે તો તરંગણી બેનને મારી ઉપર બઉ રીંહ સડે, ને મને સાકરીમાંથી કાઢી મૂકે, ખરૂં ને?

**ઇન્દુ૦**—તદ્દન ગાંડી જ દેખાય છે તું. રહેવા દે તારૂં ડહાપણ! જો પેલા ગૃહસ્થ તારા બાપ થવા આવતા જણાય છે, માટે તું અહીં જ ઉભી રહેજે. હું જાઉં છું. (સ્વગત) ભાનુપ્રસાદને એકદમ અહીં મોકલું એટલે મઝા આવશે.

(જાય છે. વાઘજી ને રામજી પ્રવેશ કરે છે.)

**લખમી** (સ્વગત)—ઓય! આ તો? જમાદારની હારે રામલો આવે સે!

**વાઘજી** (સ્વગત)—આ જારરાતે તો ભારે ધાંધલ મસાવી મૂકી. વસંતભાઈએ પણ મને પુસ્યું કે મહાણમાં કોણ કોણ આવ્યું તું? મેં જોશી મારાજનું ને ઓલ્યા માથું જોનાર ભાનુપરસાદનું નામ કચું એટલે મને ઈનામ પણ દીધું. રાયજી સાહેબે પણ માદળીઆવાળી સોકરી જડે એટલે મને ઈનામ દેવાનું કચું સે. વળી નોકરીમાં વધારે પગાર મળવાનો ઈ તો વધારામાં. (પ્રકાશ) સોકરા, તને લખતાં આવડે સે કાંય?

**રામજી**—આવડે સે થોડું થોડુંક. પણ જીણું જીણું માખીચુંના ટાંગા જેવું નથી આવડતું; મોટા આંબળા જેવું આવડે સે, બાપા!

**વાઘજી**—આપણી નાત મોટી સે તેમ આપણું લખાણે મોટું હોય, એમાં ખોટું હું? તું હું કઉં એમ કર. મોટા મોટા અકસરે એક જાહેરાત લખ, ને લાવ હું 'પંસનાદ' સાપખાનાવાળાને દઈ આવું સાપવા!

**રામજી**—જાહેરાતમાં લખું હું બાપા?

**વાઘજી**—હાવ ગધેડો સે! તને ગમે ઈ લખને? સઈ માતર 'વેતાળ'ની કરજે. એક જાહેરાતનાં બે ઈનામ ને વધારામાં બઢતી મળે સે! (ચોતરફ નજર કરી) આમ કેમ સે? આંય તો આજ બધું ઉજડ જેવું દેખાય સે! ઘરનાં બધાં માણહ કયાં ગ્યાં હશે? ઓલી જાહેરાતે ભગાડી તો મુક્યાં નંઈ હોય? આ એક સોકરી દેખાય સે ખરી.

**લખમી** (આગળ આવીને)—બધાં ગ્યાં સે આરામબાગમાં. હું ને બાપા બેજ સયીં ઘરમાં. બીજો કાળો કાગડોય નથી.

**વાઘજી** (સ્વગત)—મારે તો સોકરીનું જ કામ સે; એના બાપનું કામબામ નથી.

**રામજી** (સ્વગત)—ઘરમાં કોય નથી ઈ પણ બઉ જ હારૂં થયું. (લખમીને એક તરફ) લખી, હું મારી જાણે આંય નથી આવ્યો હો! બાપા મને તેડી લાવ્યા સે. તારા ગળાના હમ! (સોગન ખાવા લખમીને ગળે હાથ મુકવા જતાં તાવીજ જોઇને) લખી, આ માદળીઉં ક્યાંથી?

**લખમી**—કાંડે બાંધ્યું તું ઈ આજ નાખ્યું સે ડોકમાં!

**રામજી**—ડોકનું માદળીઉં તે જહતનું કાળા ઠીંગરા જેવું ભાળ્યું સે ક્યાંય ? તું મને ફોહલાવે સે, ખરી ?

**વાઘજી**—જહતનું માદળીઉં સે ? રૂપા ખુપાનું હશે.

**રામજી**—આંય કયો ભાય ઓળખે સે જહતને કે રૂપાને ?

**વાઘજી** (રામજીને એક તરફ)—અરે રાંડના, જહતનું હોય તો રૂપાનું ય નથી જોતું ને હોનાનું ય નથી જોતું. રાયજી સાહેબ જહતના માદળીઆવાળી સોકરી હાટુ તો હું કરી ર્યો સે ઈ નથી જાણુતો ? (તાવીજ જોઇને) સોકરી, તું તો મારી દીકરી ! આટલા દી ક્યાં હતી બાપુ ! મને નો ઓળખ્યો ?

**લખમી**—ના, તમે જમાદાર સો ઈ જાણું સું.

**વાઘજી**—નાનપણમાં હું તને રમાડતો, ને તું મારી મુશું ખેંસતી ઈ ભુલી ગઈ ? નાનપણની વાત તને આટલા વરહે ક્યાંથી હાંભરે ?

**લખમી** (સ્વગત)—મુશું તો અટાણે ખેંશી લઉં એમ થાય સે !

**ભાનુ૦** (પ્રવેશ કરીને સ્વગત)—જસતી તાવીજવાળી છોડી તો આ રહી. આ જમાદાર તેની સાથે શી વાત કરે છે એ સંતાઇને જરા સાંભળું. (એક તરફ સંતાઇ રહે છે.)

**વાઘજી**—સોડી, હજી મને નો ઓળખ્યો ને ? તું મારી સોડી ને હું તારો બાપ સું. હાલ, મારી ભેળી આપણે ઘરે !

**લખમી**—હું કાંય આવતી નથી.

**રામજી**—લખી, બાપા ઠીક કે સે. અમારી ભેળી હાલ. તને ભાળીને બા બઉ રાજી થાહે.

**લખમી**—હું તારી બેન થાઉં ને રામલા ?

**રામજી**—મારી બેન ? ( લખમીના મોઢા આડો હાથ દે છે. ) લખી, એવું ખોટું બોલમાં.

**લખમી**—આ તારા બાપ ને હું એની દીકરી, તો તારી બેન નો થાઉં ?

**શંકર૦** ( પ્રવેશ કરીને )—જમાદાર, આ શી ધમાલ છે ?

**વાઘજી** ( સલામ કરીને )—શાસતરી કાકા, આપ હવે મારાજના હાહરા થાવાના તો અમારો અન્યાય આપ જ કરો. આ સોડી મારી સે. હું એને મારે ઘરે આવવાનું કઉં સું તો ઈ આવતી નથી.

**શંકર૦**—જમાદાર, આ તમારી દીકરી છે એમ તમે શા ઉપરથી કહો છો ?

**વાઘજી**—ઈ હાસું પુસ્યું, કાકા. મેં આને નાનપણમાં મુકી દીધી તારે એની ડોકમાં એક જહતનું માદળીઉં બાંધ્યું. તું ઈ ઓ'ધાણી.

**ભાનુ૦**(સ્વગત)—પિતાજીએ મૃત્યુપત્રમાં જણાવ્યા પ્રમાણે નિશાની તો એ જ.

**શંકર૦** ( સ્વગત )—મારી શંકા સાચી જ પડી. સત્ય-

ભામા, તું આ જાણીશ ત્યારે આત્મઘાત જ કરવાની. પણ તારે તે જાણવાની એ શી જરૂર છે ? આ જમાદાર લખમી-ને જ પોતાની દીકરી સમજે છે, તો પછી આપણે તેની આડે શા માટે આવવું ? આટલેથી જ આ પંચાત પતી. (પ્રકાશ) જમાદાર, જો તમારી ચોક્કસ ખાત્રી થઇ હોય તો મારી ના નથી. તમે બીજાની દીકરી ઉપર તો તમારો હક્ક નહિ જ બતાવતા હો. તમારી દીકરી મળ્યાની પહોંચ તમારે મને લખી આપવી પડશે.

**વાઘજી**—શાસતરી કાકા, તમે બરાબર અન્યાય કર્યો. તમે લખો, હું સઈ કરી દઉં. તમે ખોટું તો કાંઈ થોડું જ લખશો ?

(શંકરલાલ પહોંચ લખીને વાઘજીની સહી કરાવે છે.)

**ભાનુ૦** (સ્વગત)—જસતી તાવીજવાળી છોકરી શાસ્ત્રી-ના ઘરમાં હોવાની ખબર મને ઇન્દુમતિએ આપી તે જ ઘડીએ હું દોડતો અહીં આવ્યો છું. પણ મને રહી રહીને વિચાર આવે છે કે આવી મારી બહેન હોય ? પિતાજીના મૃત્યુપત્ર ઉપરથી એનો પિતા બ્રાહ્મણ હોવો જોઈએ, એમ સમજાય છે; અને આ તો દેખાય છે શૂદ્રના જેવી. શ્મશાનમાં આવેલો માણસ શૂદ્ર હતો, અને તેનો બાપ થનાર આ જમાદાર પણ શૂદ્ર છે. આ બધાનો સંબંધ શી રીતે બેસારવો ? કાં તો મૃત્યુપત્ર લખતી વખતે પિતાજી શુદ્ધિમાં ન હોય, અથવા તો જમાદારે પોતાની પુત્રીને કોઈ બ્રાહ્મણની સાથે મોકલી હોય ! સત્ય પ્રભુ જાણે; પણ જાહેરાતનું

પરિણામ તો સારૂં આવ્યું ખરૂં. દેવેન્દ્ર મહારાજ સાથેની ગઈ કાલની વાત ઉપરથી તરંગિણી વિષે તેમનું મન ઘણું કલુષિત થયેલું લાગે છે, એટલે તેમની પાસે મારી આ બ્હેનની વાત કાઢવામાં હવે કાંઈ હરકત જેવું લાગતું નથી. તેઓ સુધરેલા વિચારના હોવાથી મારા સમજવા પ્રમાણે જ્ઞાતિનો વાંધો નહિ લે. અશિક્ષિત વર્તન અને ગ્રામ્ય ભાષાનો તેઓ વાંધો ક્‌હાડશે ખરા; પણ તે થોડા દિવસના શિક્ષણથી દૂર થઈ શકશે, એમ તેમનું સમાધાન કરી શકાશે.

**વાઘજી**—શાસતરી કાકા, અમને હવે રજા સે ?

**શાસ્ત્રી**—ભલે, જાઓ. જમાદાર, લખમીને સંભાળજો.

**વાઘજી**—બઉ હારૂં. (લખમીને લઇને વાઘજી ને રામજી જાય છે ને શંકરલાલ શાસ્ત્રી અંદર જાય છે.)

**ભાનુ૦** (સ્વગત)—બ્હેનને જમાદાર પોતાને ઘેર તેડી ગયો. હવે ગમે તે રીતે બ્હેનને મળવું ને તેને દેવેન્દ્ર મહારાજની સાથે મેળવવાની તદબીર કરવી. બ્હેનની રીતભાત, વર્તન, ભાષા વગેરેમાં સુધારો થયા પછી તેમને મેળવવી એ એકપક્ષે વધારે હિતકારક છે, પણ તે માટે સમય ક્યાં છે ? હું બ્હેનને શિક્ષણ આપી સુધારવા રહું તેટલામાં તો દેવેન્દ્ર મહારાજનું બીજે ક્યાંક ચોગઠું બેસી જાય, અને એમ થાય તો મારી મહેનત બધી વૃથા જાય, માટે હાલ જ મેળવીને તેના વિષેની હકીકત દેવેન્દ્ર મહારાજને જણાવવી. તેમને સમજાવવા એ તો મારા હાથમાં જ છે. (જાય છે.)

---

## પ્રવેશ બીજો.

[ શંકરલાલ શાસ્ત્રીનું ઘરઃ વસંતરાય. ]

**વસંત૦** ( સ્વગત )—જમાદારે કહ્યું કે શ્મશાનમાં જ્યોતિષી અને પેલો મસ્તકશાસ્ત્રી એ બે જણ જ આવ્યા હતા. એ ઉપરથી એટલું તો નક્કી કે એ બેમાંથી એકની પાસે એ થાપણવાળી મીલકત હોવી જોઈએ. હવે પ્રથમ કોની ઝડતી લેવી ? જ્યોતિષી આજ મળસ્કામાં જ શંકરલાલના ઘરનાં બધાં માણસોને લઈને આરામબાગમાં ગયાની બાતમી જમાદારે આપી છે, માટે પહેલાં તેમના જ ઘરની ઝડતી લેવી. કદાચ વાંધો લે તો વેષધારીના શક ઉપરથી જ્યોતિષીના સરસામાનની ઝડતી લેવાની છે, એમ અડાવી દઈશું. આ શાસ્ત્રીનું ઘર. આવ્યું. શંકરલાલ શાસ્ત્રી આટલો ધનવાન છે, પણ જાણે એદીનો સરદાર જ ! ઘરનાં બારી બારણાં વાસવાની પણ જાણે બાધા જ ! પણ તેનું એદીપણું આપણને તો અત્યારે લાભદાયી જ છે. ( અંદર જઇ આમતેમ ફરતાં એક ઓરડાનું બારણું ઉઘાડી ) આ મહેમાન પરોણાને ઉતરવાનો ઓરડો લાગે છે. આ ટ્રંક કોની હશે ? શંકા શું કામ કરવી જોઈએ ? તે ઉપરના D. J. અક્ષર જ દેવશંકર જ્યોતિષીની માલિકી સાબીત કરે છે. તેનું તાળું ઉઘાડીને જોઉં. ( પોતાની પાસેની ચાવીઓથી તાળું ઉઘાડીને

અંદરનો સામાન બહાર કાઢતાં ) અરે, આ શું ? આ તો કિંમતી કપડાં ! અને આ મોતીનો હાર ને કંઠો ! મારૂં અનુમાન તદ્દન સાચું પડ્યું. આ જ તે થાપણવાળી મીલકત; અને આ ઉપર હવે મારો જ હક્ક છે. કેમકે હમણાં શહેરમાં મારા સિવાય બીજો હક્ક ધરાવે એવો રાજકુટુંબમાં કોણ છે? દેવેન્દ્ર મહારાજ તો બંદર ઉપરના દરિયામહેલમાં ચોકીપહેરા નીચે છે. આ કપડાં ઓળખીતાં જેવાં જણાય છે. દેવેન્દ્રની છબી વિલાયતથી છેલ્લી આવી છે તેમાં છે તેવાં જ આબેહુબ આ દેખાય છે; અને આં ચાંદ પણ તેમણે વિલાયતમાં મેળવેલા તે, તેમના જ. ( પેટીની આસપાસ જોતાં ) ઓ બાપરે ! અહીં આ લોહીનાં ટીપાં ક્યાંથી ? લોહીની એકસરખી ધાર જ થયા જેવું જણાય છે. તે ક્યાં સુધી જાય છે એ જોઉં તો ખરો. ( જમીન તરફ જોતો જોતો ચાલતાં ) આજ ખાસ કરીને અહીં કંઈક કાળુંધોળું થયું લાગે છે ખરૂં. લોહીનાં ટીપાંની સરતે પગલાં લેતાં લેતાં હું આ ફળીઆ સુધી આવ્યો, પણ તે કુવા તરફ જતાં જણાય છે. આ કુવો. અહીંથી જ લોહીનાં ટીપાંની શરૂઆત થયેલી લાગે છે. જ્યારે આ બધી વસ્તુઓ દેવેન્દ્રની છે, ત્યારે આ લોહી પણ તેમનું જ હોવું જોઈએ, એમાં તલ માત્ર શંકા નહિ. પણ દેવેન્દ્ર આ સ્થળે એકલા આવે કેવી રીતે ? મને લાગે છે કે પેલી જાહેરાતથી આકર્ષાઈને તે અહીં આવેલા હોવા જોઈએ. એ જાહેરાતે મને પણ બે દિવસ ભમાવી દીધો હતો. દેવેન્દ્ર, એક વેષધારી તમારી રાજગાદી પચાવી પડવા મથી રહ્યો

છે તે જાણુતા છતાં તમે તમારો પ્રાણ જોખમમાં શા માટે નાખ્યો ? આ કારસ્થાન એ વેષધારીનું હોવું જોઈએ. નક્કી તેનું જ, અને આ ઢોંગી જ્યોતિષી જ વેષધારી મહારાજા. કારણ, ' હું દેવેન્દ્ર મહારાજના જેવો જ બરાબર દેખાઉં છું ? ' એમ તેણે જમાદારને એક બે વખત પુછયાનું જમાદાર મને કહેતા હતા. અરે દુષ્ટ ! રાજદ્રોહી ! છેવટે તેં તારો દુષ્ટ દાવ સાધ્યો ? દાવ સાધીને પલાયન કરવાનો તારો ઇરાદો હશે, પણ હવે તું ક્યાં જઈશ બચ્ચા ? આ વસંત શિકારી કુતરાની પેઠે તારી પુંઠે પડીને તને પકડશે ને ન્યાયાસન સમક્ષ ઉભો કરશે. સારૂં થયું કે અનાયાસે જ હું અહીં આવી ચઢયો, ને આ બધી ખબર મને વખતસર જ પડી. હવે પહેલાં તો પર્વતરાય પાસે જઈને જ્યોતિષીને પકડવા સારૂ વારંટ લેવું જોઈએ. પહેલો ત્યાં જ જાઉં. ( જાય છે. )

## પ્રવેશ ત્રીજો.

[વાઘજીનું ઘર: પર્વતરાય અને વાઘજી વાત કરે છે. લખમી ખૂણામાં ઉભી છે.]

**પર્વત૦**—જમાદાર, તમે તેના ઉપર તમારો હક્ક દર્શાવ્યો કે તરત જ તે મુંગે મોઢે મારી સાથે આવવા કબૂલ થઈ ?

**વાઘજી**—ના, રાયજી સાહેબ. પેલાં તો ઈ આવવાની ના કેતીતી, પણ પસે શાસતરી મારાજ આવ્યા, ને એણે ફુમજાવી એટલે માંડમાંડ આવી સે.

**પર્વત૦**—એમ કે ? ક્યાં છે એ મારી પુત્રી ?

**વાઘજી** (લખમીને આગળ બોલાવીને)—લખમી, આમ આવ. આ જોવો આપની દીકરી, સાહેબ.

**લખમી** (સ્વગત)—વળી આ બીજો મારો બાપ થાવા આવ્યો !

**પર્વત૦** (નિહાળીને)—ચહેરેમહોરે તો ઠીક છે, પણ મારી પુત્રી આના કરતાં વધારે સુસ્વરૂપ હોવી જોઇએ, એવી મારી સમજ હતી.

**વાઘજી**—સાહેબ, ગરીબાઈમાં રેવાનું, ને ટાઢ તડકામાં કામકાજ કરવું પડે એટલે માણહ રૂપાળું હોય તોય એવું થઈ જાય.

**પર્વત૦**—એમ પણ બનવું સંભવિત છે. વિચારની ધૂનમાં મારાથી જે અનર્થ થઈ ગયો તેનું ફળ બિચારી મારી પુત્રીને ભોગવવું પડયું ! ભગવાન ! તેણે એવાં તે શાં પાપ કર્યાં હશે કે મારા પાપનું પ્રાયશ્ચિત તેને ભોગવવું પડયું ? (લખમીને વાંસે હાથ ફેરવતાં) દીકરી, તારૂં નામ શું રાખ્યું છે ?

**લખમી**—લખમી.

**પર્વત૦**—હવેથી તારૂં નામ આપણે લક્ષ્મીબહેન રાખીશું.

**લખમી**—મારી ફરી ઓળીઝોળી કરવાનો તમારો વ-

સાર સે ? ના, ના, મારે એવું નથી કરવું. જોવે તો તમારૂં નામ ફેરવો, મારૂં નામ તો હું નંઈ ફેરવવા દઉં.

**વાઘજી**—સાહેબ, આપની દીકરીનો મીજાજ બઉ આકરો જણાય સે હો !

**પર્વત૦**—જમાદાર, શિક્ષણના અભાવનું આ પરિણામ છે. (લખમીને) દીકરી, તને શું ભાવે છે તે કહે એટલે હું તે માટે બંદોબસ્ત કરાવી આપું. મુંઝાઈશમાં, દીકરી !

**લખમી**—આ જમાદારે આજ હવારની બાસુદી ને પુરી જ મને ખાવા દીધી સે.

**પર્વત૦**—મેં જ તેમને તે વિષે સૂચના કરી હતી.

**લખમી**—એનાથી તો મને ઉબકા આવે સે ! બાજરાનો રોટલો ને લહણની સટણી હોય તો મારૂં પેટ ભરાય !

**પર્વત૦** (સ્વગત)—આની રૂચિ પણ છેક જ બદલાઈ ગઈ છે. કહ્યું છે કે વાસ તેવો અભ્યાસ ! (પ્રકાશ) ઠીક છે. કસબી કીનારની સાડી પહેરવા આપી તે તને ગમી ને ?

**લખમી**—ઇ તો પેરતાં જ ફાટી જાય એવી સે ! એવું ઝીણું જરવાળીઉં પેરીને બેહી રેવાય ? કાંય કામ તો નો થાય !

**પર્વત૦**—વારૂ, સુવાની ગોઠવણ તો અનુકૂળ હતી ને ?

**લખમી**—મને નથી ગમતું આ તમારૂં પાંજરૂં ! મારે તો આળોટવાનું બઉ જોવે. આની ઉપર હું ઘડીકવાર હુતી એટલામાં ઉંઘમાં પડખું ફેરવતાં ધડ લઇને હેઠે પડી ને હાડકાંય ભાંગી ગ્યાં !

**પર્વત૦** ( સ્વગત )—ગામડીઆમાં ઉછરેલી અને શૂદ્રથી પોષાયેલી આ છોકરીને મિષ્ટ ભોજનની, મૂલ્યવાન વસ્ત્રની ને એષઆરામની સમજ કયાંથી હોય ? પ્રભુ ! મારી પુત્રીની આ સ્થિતિ ! ( પ્રકાશ ) વારૂ, લક્ષ્મી, તારૂં આ તાવીજ મને જરા જોવા આપ જોઈએ, બહેન.

**લખમી**—ઈ તમે મને પાસું નો ઘો તો ?

**પર્વત૦**—દીકરી લક્ષ્મી, મારો વિશ્વાસ નથી આવતો તને ? તારા માટે હું હજારો રૂપીઆ ખર્ચવા તૈયાર છું, તે તારૂં તાવીજ નહિ આપું ?

**લખમી**—મને કોઇનો ભરૂંહો નથી.

**પર્વત૦**—વારૂ, તને તેનાથી દશગણી કિંમત જેટલો બદલો આપું તો ?

**લખમી**—હા, તો દઉં.

**પર્વત૦**—આ લે. ( સોનામહોર આપે છે. તે લઇ લખમી તાવીજ ગળામાંથી કાઢી આપે છે. તે હાથમાં લઇને સ્વગત. ) આ તાવીજ તો તે જ. આમાંથી મેં મુકેલો મારી નિશાનીવાળો કાગળ નીકળતાં હલકી મનોવૃત્તિવાળી આ છોકરી જ મારી પુત્રી ઠરશે ? ( તાવીજ ઉઘાડે છે. ) અરે ! આ તો તદ્દન ખાલી છે. આમાં મારી નિશાનીવાળો કાગળ નથી, ત્યારે આ મારી દીકરી પણ ન્હોય ! પુત્રીનો પત્તો ન લાગવાથી મને આનંદ થયો હોય એવો દિવસ આ પહેલો જ છે ! ( પ્રકાશ ) છોકરી, લે આ તારૂં તાવીજ. હું જાઉં છું. ( તાવીજ આપે છે. )

**લખમી**—તમને બરકવા કોણ આવ્યું તું ?

**પર્વત૦** (વાઘજીને એક તરફ બોલાવીને)—જમાદાર, આ છોકરી મારી પુત્રી નથી એ ચોક્કસ. આનામાં કૃતઘ્નતાના અંકુર છે, અને તે સૌ પ્રત્યે અવિશ્વાસથી જુએ છે. આમાંનો કોઈ દુર્ગુણ મારી સ્ત્રીનામાં નહોતો ને મારામાં પણ નથી. સારી અભિરૂચિનો અભાવ, ગ્રામ્ય ભાષા, અને જંગલી ટેવો, એ તો મનુષ્યનામાં પરિસ્થિતિ અને સહવાસને લીધે આવે; પણ કૃતઘ્નતા ને સંશયીપણું તેના જેવા દુર્ગુણ તો વંશપરંપરા ઉતરતા આવે છે. વળી તાવીજ ઉઘાડીને જોવાથી પણ મારી ખાત્રી થઈ કે આ મારી પુત્રી ન્હોય.

**વાઘજી** (સ્વગત)—ઓય બાપ ! ઈનામ ને બઢતી બેય લેગાં ગ્યાં !

**વસંત૦** (એકદમ પ્રવેશ કરીને)—પર્વતરાયજી, ગજબ થયો ! દેવેન્દ્ર મહારાજનું એક માણસે ખૂન કર્યું છે, તેને....

**પર્વત૦**—હેં, હેં ! શું કહો છો ? સાચું ?

**વસંત૦**—ત્યારે શું ખોટું ? તેને પકડવા સારૂ આપની સહીનું હમણાં ને હમણાં વારંટ જોઇએ છે. હું હવેલીએ જઈ આવ્યો. આપ અહીં હોવાની ખબર મળતાં ત્યાંથી એકદમ અહીં આવ્યો છું.

**પર્વત૦**—વસંતરાયજી, આપ તાપમાં આવ્યા છો, એટલે આપનું મસ્તક કંઈક તપી ગયું લાગે છે. જરા વિશ્રાન્તિ લ્યો ને શાન્ત થાઓ, પછી આપણે વાત કરીએ.

વસંત૦—શું મારા સાહેબ! આ વિશ્રાન્તિ લેવાનો વખત છે? જરા મોડું થશે તો તે લુચ્ચાનો પીર નાસી જ જશે.

પર્વત૦—વારુ, ચાલો. આપની હકીકત સાંભળી લઈ વારંટ ઉપર સહી કરી આપું છું. પરંતુ દેવેન્દ્ર મહારાજ બંદર ઉપરના દરિયામહેલમાં નથી, તે વિષેની પ્રથમ ખાત્રીલાયક ખબર રાણીસાહેબ તરફથી આપણે મેળવવી જોઈશે; અને તે વળી આ ભયંકર બાતમી તેમને ન જણાય તેવી યુક્તિથી. એટલા માટે તમે પહેલાં એક દેવેન્દ્ર મહારાજના નામનો ને બીજો રાણીસાહેબના નામનો, એમ બે પત્રો લખો. દેવેન્દ્ર મહારાજના નામના પત્રનો જવાબ તેમના પોતાના જ હાથનો તાબડતોબ મળવાની અગત્ય છે, એવી રાણી સાહેબના પત્રમાં વિનંતિ કરવી. તમારા જ હાથના તે પત્રો હોવાથી તે વિષે રાણી સાહેબને કંઈ સંશય નહિ આવે, અને દેવેન્દ્ર મહારાજ મહેલમાં છે કે નહિ, તેનો તેમની તરફથી ખરો ખુલાસો મળશે. જમાદાર, એક સ્વારને રાણી-સાહેબના મહેલે એકદમ મોકલો.

વાઘજી—જી, હુકમ.

( પર્વતરાય અને વસંતરાય જાય છે. )

ભાનુ૦ ( પ્રવેશ કરીને સ્વગત )–ગયા તો ખરા. હવે બહેનની સાથે નિરાંતે વાત થશે. ( પ્રકાશ ) જમાદાર !

વાઘજી–આવો, ભાનુપરસાદ. આજ કાંઈ તમે પગલાં કર્યાં?

**ભાનુ૦**—જમાદાર, આ લક્ષ્મી મારી ધર્મની બહેન છે. હું બહુ દિવસથી તેની શોધમાં હતો. મારે તેની સાથે કેટલીક વાતચીત કરવી છે.

**વાઘજી**—આ રઈ લખમી. જી વાતસીત કરવી હોય ઈ કરો. મારે સરકારી જરૂરના કામે જાવાનું સે, જઈને હમણાં પાછો આવું સું. (જાય છે.)

**ભાનુ૦** (સ્વગત)—જમાદાર ગયા એ પણ ઉત્તમ જ થયું. ઈશ્વર સૌ અનુકૂળતા વિનાપ્રયાસે જ કરી આપે છે.

**ઇન્દુ૦** (પ્રવેશ કરીને સ્વગત)—સ્વારી અહીં આવવા ઘેરથી નીકળી ત્યારથી મને લાગ્યું હતું કે પોતાના પ્રિયપાત્રને મળવા નીકળ્યા છે! અને એટલા માટે જ હું પણ તેમની પાછળ પાછળ અહીં આવી છું. ભાનુપ્રસાદજી, કરો હવે ગામડાની ગોરી સાથે વાર્તાલાપ!

**ભાનુ૦** (લખમી પાસે જઇને)—બહેન!

**ઇન્દુ૦** (સ્વગત)—એટલે? એને એ બહેન સમજે છે?

**લખમી** (સ્વગત)—વળી આ બેનનો ભાય કોણ આવ્યો? આજ બાપ ને ભાયનો રાફડો જ ફાટયો સે! જી આવે ઈ કાં બાપ થાય સે ને કાં ભાય થાય સે. આ ઘરનાં બધાં બારી બારણાં દઈ દઉં, નંઈ તો વળી એની તરડમાંથી બીજા ભાય બાપ નીકળી આવશે!

**ભાનુ૦**—બહેન, આપણે કેટલાં વર્ષે મળ્યાં? તને મેં માત્ર એક દિવસ જોયેલી, ને તે પણ છેક નાનપણમાં.

**લખમી**—હું બઉ કંટાળી ગઈ સું.

**ભાનુ૦**—તું આજ સુધીમાં બહુ દુ:ખી હઈશ એ ખરૂં; પણ હવે એ બધું દુ:ખ દૂર થવાનો કાળ પાસે આવ્યો છે.

**લખમી**—મારો કાળ ઢુંકડો આવ્યો લાગે સે !

**ભાનુ૦**—બહેન, એમ બોલ નહિ. એક મહાભાગ્યશાળી સંપત્તિમાન પુરુષ સાથે થોડા જ વખતમાં તારો વિવાહ થશે, અને તને ઉત્તમ શિક્ષણ પણ મળશે.

**લખમી**—હું કીધું ? મને સિકસન મળશે ?

**ભાનુ૦**—હા, શિક્ષણ.

**લખમી**—ને ઈ સિકસન કેવું હોય સે ?

**ભાનુ૦**—લખતાં વાંચતાં આવડે અને જગતમાંની સર્વ ઉપયોગી બાબતનું જ્ઞાન થાય તે શિક્ષણ.

**લખમી**—ઓહો ! ઈ જ ! એનું જખણી હારે કાંઈ હગપણ નથી ને ?

**ભાનુ૦** (સ્વગત)—અહા ! બિચારી કેટલી અજ્ઞાન છે ! (પ્રકાશ) તેનો યક્ષણી સાથે કશો સંબંધ નથી. તું તેથી ડરીશમાં બહેન. આ તારૂં બધું અજ્ઞાન શિક્ષણથી જશે, ને તું બહુ હોંશિયાર થઈશ.

**લખમી**—એનો અરથ હું નોતી હમજતી ઈ જ હારૂં તું ! તમે કોણ સો ?

**ભાનુ૦**—હું તારો ધર્મનો ભાઈ છું, ને તું મારી બહેન.

**લખમી**—તમે મારા ભાય હો તો મને આંચથી સોડવો. એક દીમાં તો હું મરવા જેવી થઈ ગઈ સું.

**ભાનુ૦**—બહેન, ફીકર ન કરીશ. હું તારા ભલા માટેની ગોઠવણમાં જ છું. તારાં લગ્ન જેમની સાથે કરાવવાની હું ખટપટમાં છું તેની પાસે આજ સાંજે તને તેડી જઈશ. તું સાંજે તૈયાર થઈ રહેજે.

**લખમી**—હારૂં. મારે ત્યાર હું થાવું સે ! ભણતરબણતર નંઈ ભાણું, ઈ પેલાંથી જ તમને હાસું કઈ દઉં સું, ભાય.

**ભાનુ૦**—તે આગળનું આગળ જોવાશે. હું હમણાં તો જાઉંછું. સાંજે તને તેડવા આવીશ. ( જતાં સ્વગત ) બહેન શૂદ્રમાં ઉછરી છે, તેથી તેની ભાષા છેક ગ્રામ્ય છે, પણ તેમાં શુદ્ધતાના સંસ્કારની છાયા નથી, એમ નથી. એનામાં પોતાના ગુણ વિષે જે પૂર્ણ અજ્ઞાન છે તે ઉત્તમ સુશીલ કન્યાને પણ શોભા આપે એવું છે. પણ પ્રશ્ન એટલો જ છે કે દેવેન્દ્ર મહારાજ એ ગુણને મારી આંખે જોશે કે કેમ ? મેં પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે મારે તે માટે છેવટ સુધી પ્રયત્ન તો કરવો. યશ આપનાર ઈશ્વર છે. ( જાય છે. )

**ઇન્દુ૦** ( સ્વગત )—હવે મારે અહીં ખોટી થવાનું કશું પ્રયોજન નથી. મારી સમજ ભૂલભરેલી હતી તેની ખાત્રી થઈ. હું અહીં આવી નહોત તો સંશયમાં જ કુટાયા કરત. સ્ત્રીનું હૃદય પોતાના વ્હાલા માટે કેવું ખોટું વહેમી રહે છે તેનો મને પણ આજ બહુ સારો અનુભવ થયો. ( જાય છે. )

**લખમી** (સ્વગત)—અટાણુ હુધી બાપે ને ભાયે મને બઉ બઉ પટાવી, ને હવે હાંજે મારો બઉ રૂપીઆવાળો વર મળશે. આ બધા પરતાપ આ માદળીઆના સે. એને તોડીને નાખી દઉં તો આમાંથી મારો સુટકો થાય! એના પરતાપે તો મને એક દીમાં હાલહાલની વીતી! પણ નાખી કેમ દેવાય? એના પરતાપે તો બઉ રૂપીઆવાળો વર મળવાનું ઇન્દુબેને કીધું સે. મર પડયું ડોકમાં બસારૂં હું ખાવા માગે સે? ઇન્દુબેન પાસું માગશે ત્યારે થઈ રેહે, જી થાવાનું હશે ઈ.

(પડદો પડે છે.)

---

## પ્રવેશ ચોથો.

---

[ આરામબાગમાં : ભાગીરથી. સત્યભામા અને દેવેન્દ્ર. ]

**ભાગીરથી**—જોયું કે જોશીમહારાજ, આજ સુધી ઘરમાં કેવો ભ્રષ્ટાચાર ચાલ્યો હતો તે? થોડાંઘણાં નહિ પણ પુરાં સત્તર વર્ષ અમારા ઘરમાં શૂદ્રનો સંસર્ગ રહ્યો. આ અવદશાએ રાંધેલું તો એમને બહુ જ મીઠું લાગતું. (સ્વગત) ભોગવો હવે તમારા કૃત્યનાં ફળ તમે! આનું પ્રાયશ્ચિત મળે છે કે કેમ કોણ જાણે! આ બધો પ્રતાપ કળિનો!

**દેવેન્દ્ર**—ભાગીરથીબહેન, સત્યભામા શૂદ્ર જાતિની છે એવી ખાત્રીલાયક સાબિતી હજી ક્યાં મળી છે?

**ભાગીરથી**—સાબિતીને તે કાંઈ શીંગડાં હોતાં હશે ? તેનું અન્તઃકરણ જ તેને ખાવા લાગ્યું છે, ને તેણે પોતાની મેળે જ ચોકામાં આવવાનું બંધ કર્યું છે, તે નથી જોતા ? તેવું કંઈ ન હોય, તો તે દૂર દૂર શા માટે રહે, વારૂ ?

**દેવેન્દ્ર**—તેને તે વિષે સહેજસાજ સંશય આવતાં, તમારા મનને કલેશ ન થાય તેવી રીતનું તેણે પોતાનું વર્તન રાખ્યું છે, તેમાં તો તેની ઉદારતા જ જણાય છે.

**ભાગીરથી**—એહોહોહો ! ઉદારતાની શી વાત ? તેની ઉદારતાને લીધે આકાશ પણ ચાર હાથ નીચું દેખાવા લાગશે ! તેના એ ઉપકાર તળે અમારે હજી કેટલા દિવસ રહેવું પડશે, ભગવાન જાણે ! અમારૂં કુટુંબ કેવું પુરાણપ્રસિદ્ધ ! રાજદરબારમાં એમનું કેટલું માન ! રાજકુટુંબની કન્યા અમારે ત્યાં આવે, ને અમારી કન્યા રાજકુટુંબમાં જાય ! પણ એ માન-પ્રતિષ્ઠા બધું એક જ દિવસમાં સામટું અસ્તાચલમાં જવાનો અને અમારે નીચું જોવાનો વખત આવ્યો, એ આના જ પ્રતાપે ! આ શૂદ્રીના ઉપકારનો સંસર્ગ મારી તરંગિણીના વિવાહને ન લાગે, એટલે ગંગા નાહ્યાં ! દેવેન્દ્ર મહારાજ વિદ્વાન્ ને સુધરેલા વિચારના છે એટલું સારૂં છે. નહિ તો તેમણે આ વાત સાંભળતાં જ અમારા ઘર સાથેનો સંસર્ગ એકદમ બંધ કરી દીધો હોત !

**દેવેન્દ્ર**—સત્યભામાને માટે આવેલો સંશય જો સાચો હોય, તો તેને લીધે તેને પોતાને પણ કેટલું નુકસાન થવાનું

છે ? દેવેન્દ્ર મહારાજની પસંદગી તેની ઉપર જ ઉતરવાનો વિશેષ સંભવ હતો.

**ભાગીરથી**—મારી તરંગિણી આગળ તે વધી જાત એમ તમે કહોછો ? જોશીજી, તમને પરીક્ષા જ નથી એમ કહેવું પડશે. એમનો મત પણ તમારા જેવો જ ભૂલભરેલો. હાલના સમયે પુરુષોને રૂપની પરીક્ષા જ રહી નથી !

**દેવેન્દ્ર**—તમે કહોછો તેમ બધા પુરુષોની દૃષ્ટિ બદલાઈ હોય તો દેવેન્દ્ર મહારાજ અપવાદરૂપ શા માટે રહે ?

**ભાગીરથી**—એ પણ ખરૂં. આ વખતમાં કોણ કોની ખાત્રી આપી શકે ? હવેના જુવાનીઆઓને રૂપના કરતાં લટકાંમટકાં જ વધારે ગમે છે. મારી તરંગિણીને તેવું જરાય ન ગમે. પણ તેનું ભાગ્ય મોટું એટલે આ જબરી આડખીલી આપોઆપ જ નીકળી ગઈ !

**દેવેન્દ્ર**—ત્યારે સત્યભામાના દુર્ભાગ્યથી તમને તો સંતોષ થયો !

**ભાગીરથી**—સત્યના વિજયથી કોને સંતોષ ન થાય ? જોશી મહારાજ, તમે સત્યભામાના પક્ષપાતી છો, એટલે મને ખાત્રી છે કે મારૂં આ બોલવું તમને નહિ જ ગમે. હું અહીંથી જાઉં એ જ ઠીક. તમે ને તમારી માનીતી સત્યભામા ખુશીથી વાર્તાલાપ કરો ! તેમાં વળી મુઈ મારી આડખીલી શા માટે ?

( જાય છે. )

**દેવેન્દ્ર**—સત્યભામા, ભાગીરથીએ તારા વિષે ચલાવેલું આ પુરાણ સાંભળતાં મને એમ લાગે છે, કે તને આવેલી શંકા તેં તેને જણાવી ન હોત તો સારૂં હતું. તેને તેં કહ્યું એ જ ભૂલ કરી.

**સત્ય૦**—મેં તેમને મારી શંકા જણાવી ન હોત તો તેમની સાથે વિશ્વાસઘાત કર્યા જેવું ન થાત કે?

**દેવેન્દ્ર**—તું તારી ધર્મપરાયણતા ઉપર ગઈ, પણ તેને તેની કેટલી કિંમત છે તે સાંભળ્યું ને? ખરેખર, ઉચ્ચ ગણાતા બ્રાહ્મણમાં આવા સ્વાર્થી–નીચ પ્રકૃતિના નમુના જોતાં સરલ હૃદયના શૂદ્રની પદવી મને ગૌરવાન્વિત લાગે છે! પવિત્રતા, ભૂતદયા, પ્રેમ, ઐાદાર્ય, વગેરે ઉચ્ચ ગુણોવડે જો બ્રાહ્મણત્વ ઠરાવાતું હોય તો સત્યભામા, તું અતિ શ્રેષ્ઠ બ્રાહ્મણ ઠરે; અને એ ગુણોમાંના એકેની ગંધવિનાની આ ભાગીરથી નીચામાં નીચી શૂદ્ર ઠરે. પણ જ્યારે આપણી અસંગત વર્ણવ્યવસ્થાવડે ભાગીરથીનો બ્રાહ્મણની પદવી ઉપર હક્ક થાય છે, ત્યારે ગુણમાં તેનાથી તું છેક જ ઉલટી હોવાથી, શૂદ્ર કહેવરાવવામાં જ તારૂં ગૌરવ છે. તું શૂદ્ર ગણાવાથી સર્વ જાતિની સ્થિતિ ઉલટપાલટ થઈ ગઈ હોય એમ મને લાગે છે. અને મને શૂદ્ર જાતિ પ્રત્યે એટલું તો સન્માન ઉત્પન્ન થાય છે કે હું પણ શૂદ્ર થવાનું પસંદ કરૂં છું. તારા જેવું સ્ત્રીરત્ન જે જાતિમાં હોય તે જાતિ તેના સંસર્ગવડે ઉંચામાં ઉંચી અને પવિત્ર જ છે. સત્યભામા, મારા ઉપર કૃપા કરી મને દીક્ષા આપીને તારી જાતિમાં દાખલ કર!

**સત્ય૦**—આમ મારા ગુણકથનની સાથે મારા માટેનો જે સદ્ભાવ આપ પ્રદર્શિત કરો છો તેને યોગ્ય એવું મારામાં કશું જ નથી. આપને જે કંઈ લાગે છે તે માત્ર આપની દૃષ્ટિની વિશાળતા અને અંતરની પ્રેમમયતાનું જ પરિણામ છે. વળી, આપ **चातुर्वर्ण मया सृष्टा गुणकर्म विभागशः ।** એ શ્રીમુખે ઉચ્ચારાયેલા સૂત્રને અનુલક્ષી મૂળના ધોરણે જ વર્ણવ્યવસ્થાની હિમાયત કરો છો, અને તે સાથે તેને દૃઢ ચિત્તે આચારમાં ઉતારી જનસમાજ સમક્ષ દૃષ્ટાન્તરૂપે ખડા રહેવાને તત્પર થાઓ છો, એ પણ આપના હૃદયની ઉન્નતતાનું ભાન કરાવે છે. પણ જોશીજી! એ રૂઢ થયેલી વર્ણવ્યવસ્થાનું ઉચ્છેદન કરતાંની સાથે જ આપના ઉપર કેવાં કેવાં સંકટો આવશે, અને આપને કેટકેટલું સહન કરવું પડશે, તેની કલ્પના સરખીએ અત્યારે કદાચ નહિ હોય! આપણો જનસમાજ છેલ્લા કેટલાય કાળથી શાસ્ત્ર કરતાં રૂઢિવશ વધારે થઈ ગયો હોય એમ સ્પષ્ટ જોઈ શકાય છે. અને એ રૂઢિ અનિયંત્રિતપણે પોતાનું પ્રબળ સામ્રાજ્ય એવી સચોટ રીતે જનહૃદય ઉપર પ્રવર્તાવી રહી છે, કે સાધારણ બાબતમાં પણ, ઘણાય કેળવાએલા ગણાતા એવા તેની નઠારી અસરનું દુઃખદાયી પરિણામ જાણતા છતાં, તેના નિયમોનું ઉલ્લંઘન કરવાને હિમ્મત ધરી શકતા નથી. વળી આ બાબત તો વર્ણવ્યવસ્થા સંબંધની છે અને તે જેટલી રૂઢ થઈ ગયેલી છે તેટલી જ મહત્વની થઈ પડી છે. તેથી

એવી અતિ મહત્વની ગણાતી બાબતની છેક જ અવગણના કરી ઉચ્છેદક વૃત્તિએ અનુસરવાથી આપ તરત જ અનેક પ્રકારના સંકટના વાદળથી ઘેરાઈ જવાના. આપનાં સ્નેહી ગણાતાં પરિજનો આપના સંસર્ગમાં આવતાં અચકશે ! આપનાં સગાંસંબંધી તો આપને પડછાંયે પણ ઉભાં નહિ રહે, અને વિવિધ ક્ષુદ્ર ચેષ્ટાઓ દ્વારા આપના માર્ગમાં અનેક મુશ્કેલીઓ અને સંકટો ખડાં કરશે. વધારે તો શું, પણ ખુદ આપની જનેતા જ આપનું આવું વિચિત્ર વર્તન નિહાળી આપનું મોઢું જોવા કરતાં મરવાનું વધારે પસંદ કરશે. આમ સર્વ કોઈ આપને ત્યાજ્ય અને ધિક્કારવા લાયક ગણશે. અને એમ બને એ શું ઓછી દુઃખપ્રદ સ્થિતિ કહેવાય ?

**દેવેન્દ્ર**—સત્યભામા, તારૂં કહેવું ખરૂં છે. મનુષ્ય સ્વભાવજ એવો છે, કે કંઈ પણ નવું જોતાં જ તે ખળભળી ઉઠે છે: અને આવી સામાજિક બાબતોમાં તો ખાસ કરીને જ. કલાપીએ કહેલું ભૂલવું જોઇતું નથી, કે

“ જખમથી જે ડરી રહેતાં,
વગર જખમે જખમ સ્હેતાં;
હમે તો ખાઇને જખમો
ખૂબી ત્યાં માનનારાઓ ! ”

જખમ ખાધા વગર તેની વેદનાને કલ્પનામાં ખડી કરી ભયના પોકારો પાડવા કરતાં તેને ખાઇને તેની મઝા

આસ્વાદવામાં જ ખરી ખૂબી રહેલી છે. પ્રણયી અને વ્યવહારીની દશા વચ્ચે જે અંતર છે તે આ જ છે. "હું તને ચાહું છું" એવી આશક માશુકના હૃદયની એકવાક્યતા થતાં જ તેમનામાં સહેવાનું એટલું બધું તો બળ ઉભરાય છે કે તેને તે મહાન્ જણાતી સઘળી આપત્તિઓ રમતમાત્ર જ થઈ પડે છે. અને સત્યભામા! જો એ પ્રમાણે એકવાર મેં મારી માનેલી સત્યભામા મને પોતાનો કરે તો પછી ગમે તે ભલે થાય-રે! આખું જગત્ ઉલટી આવે તોપણ તેની સામે અડગ રહી એક સિંહની માફક સહેવાનું આ હૃદયમાં કોઈ અનેરૂં જ બળ જામશે. લોકો? બિચારા પામર! તેઓ કરી કરીને શું કરશે? જો તેઓ મારા ઉપર નિંદા-રૂપી બાણનો મારો ચલાવશે તો તે તારાં મધુર પ્રણયવચનો આગળ થોથાં જ થઈ પડવાનાં! તેઓ મારા તરફ ગમે તેટલાં ક્રોધકટાક્ષયુક્ત નયનોથી નિહાળશે તોપણ તારાં સ્નિગ્ધ નયનમાંથી ઝરતા પ્રેમપ્રકાશ આગળ ઝંખવાઈ નિ-સ્તેજ થઈ જવાનાં! કદાચ તેઓ મારા ઉપર અગ્નિનો વર-સાદ વરસાવશે તોપણ તે તારા સ્પર્શમાત્રથી મને અમૃતઘન-રૂપ થઇ પડવાનો! અરે! છેવટે, તેઓ મારૂં અન્નપાણી સુદ્ધાં બંધ કરશે તો હું તારા નિર્મળ-પવિત્ર પ્રેમામૃતનું પાન કરી મારી ભૂખતરસ ભાંગીશ ને આનંદમગ્ન બની વિચરીશ. ખરેખર! પવિત્ર પ્રેમ એ આ જગતનું અમૃત છે, અને તેના પાનથી મનુષ્ય અજરામર થઈ શકે છે.

**સત્ય૦**—આપને અત્યારે આમ લાગે છે; પરંતુ જ્યારે સમાજ તરફથી આપ માનભંગ થશો, ત્યારે જેને લીધે એ થશે, તેના ઉપર આપને તિરસ્કાર જ ઉત્પન્ન થશે, અને અત્યારે જે સ્વર્ગીય સુખ આપનારી લાગે છે તે, તે વખતે કંટાળારૂપ લાગશે.

**દેવેન્દ્ર**—કદાચ તેવો જ અનુભવ થશે, તો હું ઉલટો સમાજનો બહિષ્કાર કરીને અરણ્યમાં વાસ કરીશ. તારા સુખદાયી સહવાસમાં મને અરણ્યની ઝુંપડી પણ શહેરમાંના ભવ્ય રાજમહેલ જેવી લાગશે. પરંતુ તારા વિરહમાં શહેરનો રાજમહેલ પણ અરણ્યની ઝુંપડી કરતાં તુચ્છ લાગશે. પણ પ્રિય સત્યભામા, કહે તું મને તારો કરીશ? આપણે જેમ દીલથી એક છીએ, તેમ શરીરથી પણ એક થઈએ. બાહ્યાંગમાં ને અંતરંગમાં આવો કૃત્રિમ વિરોધ શા માટે જોઈએ? સત્યભામા, મારી સત્યભામા, આવ ને તું અંતરની સાથે શરીરથી પણ આલિંગન દઈ મારો જન્મ સાર્થક કર! (સત્યભામા દેવેન્દ્રને આલિંગન આપે છે. દેવેન્દ્ર તેના જમણા હાથે ચુંબન કરીને) અહાહા! તેં મને આજ કૃતાર્થ કર્યો. હવે મને સમાજ કાલે બહિષ્કૃત કરવાનો હોય તો અત્યારે જ ભલે કરે. તેમ થવાથી તો સામાન્ય દંપતીને દુર્લભ એવી એકાન્ત આપણને પ્રાપ્ત થશે.

**સત્ય૦**—મારા પ્રભુ! આપે મારા જેવી શૂદ્ર બાલિકાને પાવન કરીને કૃતાર્થ કરી છે, છતાં આપ તેથી ઉલટું કહો છો એ આપના હૃદયની ઉદારતા જ છે. પણ કોઈનો પગરવ સંભળાય છે, આપને?



देवेन्द्र - मे देवेन्द्रमहाराजनुं खून कर्युं. ( हसे छे. )

( पृष्ठ १४६ )

**દેવેન્દ્ર**—હા સંભળાય છે ખરો. અરેરે ! દ્વેષી દૈવથી આપણું ઘડીભરનું સુખ પણ ન જોવાયું કે શું ?

(વસંતરાય, વાઘજી અને રામજી પ્રવેશ કરે છે.)

**વસંત૦**—જમાદાર, દેવેન્દ્ર મહારાજનું ખૂન થવાથી આપણા રાજ્યને અતિશય નુકશાન થયું છે.

**વાઘજી**—બઉ જ ભુંડું થયું, ભાઈ સાહેબ !

**વસંત૦**—હવે રાજગાદીનો માલીક હું જ થવાનો !

**વાઘજી**—હાજી સાહેબ. બીજો કોનો ભાર સે !

**વસંત૦**—પણ મારો પ્રિય દેવેન્દ્ર અકાળે ગયો, એ બનાવ બહુ જ શોકજનક બન્યો. પરંતુ તેનું રાજ્ય હવે મને જ મળવાનું તેનો આનન્દ મારા પેટમાં માતો નથી, છતાં તે રાજ્ય દેવેન્દ્રના અકાળ મરણથી મળવાનું, તેનું દુઃખ પણ પેટમાં માતું નથી !

**વાઘજી** (સ્વગત)—પેટમાં તે કેટલુંક માય ?

**વસંત** (દેવેન્દ્રની પાસે જઇને)—જ્યોતિષી, આપનો ચતુર્ભુજ થવાનો વિચાર હતો ખરો કે ? અમે એ વિચાર પુરો પાડવા જ આવ્યા છીએ. જુઓ આ તમને ચતુર્ભુજ કરવાનો લેખ !

**દેવેન્દ્ર**—મને પકડવાનો ? અને તે કયા ગુના માટે ?

**સત્ય૦** (વસન્તરાયને)—આપની કંઈક ભૂલ થતી હશે.

**વસંત**—ભૂલબૂલ કાંઈ થતી નથી. શંકરલાલશાસ્ત્રીને ઘેર દેવશંકર જોશી રહે છે તે તમે જ ને ?

**દેવેન્દ્ર**—હા, હું જ. પણ હજી મને ગુનો સમજાતો નથી.

**વસંત૦**—ગુનો શાનો સમજાય? દેવેન્દ્ર મહારાજનું ખૂન કરીને અહીં નાસી આવનારને પોતાનો ગુનો એકદમ સમજાય?

**દેવેન્દ્ર**—મેં દેવેન્દ્ર મહારાજનું ખૂન કર્યું? શું કહો છો? ( દેવેન્દ્ર હસે છે. )

**વાઘજી**—જોશી મારાજ, આ કામ દાંત કાઢીને સોડીઉને રાજી કરવા જેવું નથી. બઉ વહમું થ્યું સે!

**સત્ય૦** ( સ્વગત )—દેવેન્દ્ર મહારાજનું ખૂન થયું? મહા અનર્થ થયો. ( પ્રકાશ )વસંતરાયજી, દેવેન્દ્ર મહારાજનું ખૂન થયું હોય તો તે અત્યંત અનિષ્ટ થયું ગણાય. પરંતુ તે આમના જેવા કોમળ હૃદયના પુરુષને હાથે થયું છે, એમ આપ શાથી કહો છો?

**વાઘજી**—બાઈ, એના કુણા કાળજાની તમને ખબર હશે! પણ હું તમારી પાંહે એક વાર આ૦યોતો તારે જોશી મારાજે નોતું કર્યું કે, દેવેન્દ્ર મારાજના જેવો જ હું દેખાઉં સું?

**સત્ય૦**—કોઈ માણસનો ચહેરો રાજાને મળતો હોય, ને તેણે સહેજે એમ કહ્યું, એટલે શું તેણે જ રાજાનું ખૂન કર્યું, એમ ઠરે?

**દેવેન્દ્ર** ( સ્વગત )—સત્યભામાની મારા ઉપરની પ્રીતિની અને વિશ્વાસની કસોટી થવાનો આ યોગ અનાયાસે જ આ૦યો છે; માટે હમણાં મારે ઉઘાડા ન પડવું.

**વસંત૦**—વિચાર શું કરો છો જોશી મહારાજ? હાથતાળી દઈ પલાયન કરવાના તરંગમાં હો તો તે હવે બને તેમ નથી.

**વાઘજી**—પાંહરી રીતે તાબે થાવ સો કે હાથ દેખાડવો પડશે?

**દેવેન્દ્ર**—જમાદાર, બહાદુરી બતાવવાની ઇચ્છા જ હોય તો તમારી હોંશ પુરી પાડવા તૈયાર છું, આવો સામે. ( વાઘજી પાછા હઠે છે. ) પણ તેની કશી જરૂર નથી. હું મારી મેળે જ તમારે સ્વાધીન થાઉં છું. ( બેડી બતાવીને ) અને આ તમારા અલંકાર તમને મુબારક હો ! હું નાશી જવાનો પ્રયત્ન પણ નહિ કરૂં, એવું વચન આપું છું. ( દેવેન્દ્રને પકડે છે. )

**સત્ય૦**—અરે, તેઓ તદ્દન નિરપરાધી છે. છોડો તેમને. ઓ પ્રભું, તું આવો નિષ્ઠુર કેમ થાય છે ? નિરપરાધીને શિક્ષા ? (સત્યભામા મૂર્ચ્છિત થઇ પડે છે. ભાગીરથી અને તરંગિણી ઉતાવળી આવે છે.)

**ભાગીરથી**—કોણે બૂમ પાડી ? શું થયું છે ?

**વસંત૦**—દેવશંકર જોશીને અમે કેદ કર્યા તેથી સત્યભામા મૂર્ચ્છિત થઈને પડી ગઈ. બીજું કાંઈ નથી, ભાગીરથીકાકી.

**ભાગીરથી**—જોશીને પકડયા તે બહુ સારૂં કર્યું ! મને લાગતું જ હતું કે આવું કંઇક થવાનું જ ! એમનો શો ગુનો છે ?

**વસંત૦**—ભાગીરથીકાકી, ગુનો મહા ભયંકર છે. એણે દેવેન્દ્ર મહારાજનું ખૂન કર્યું છે. વેષધારી કહેવાય છે તે આ જ. એણે રાજગાદી પચાવી પડવાની ખટપટ તો બહુએ કરી, પણ છેવટે સપડાયા. પાપ કદી છુપું રહ્યું છે ?

**ભાગીરથી** ( સ્વગત )—દેવેન્દ્ર મહારાજનું ખૂન ? અને તે પરણ્યા પહેલાં ? હું આ શું સાંભળું છું ? મારા મનના મનોરથ મનમાં જ રહ્યા ? ( પ્રકાશ ) વસંતરાય, શું કહો છો ? હાય ! હાય ! આથી વધારે અનિષ્ટ બીજું શું હોય ? તરંગિણી, તારી ઉપર તો આકાશ જ તૂટી પડયું ! નશીબ તારાં બહેન !

**તરંગિણી**—વસંતરાયજી, આ દુઃખદાયક વાર્તા સાંભળી અન્ય પ્રજાજનની પેઠે મને પણ દુઃખ થાય એ સ્વાભાવિક છે. પરંતુ આપ રાજગાદીના હવે હક્કદાર થવાના, એ માટે આપને અભિનંદન આપ્યા વિના મારાથી રહેવાતું નથી.

**દેવેન્દ્ર** ( સ્વગત )—વાહ, સ્ત્રીજાતિનું લક્ષણ ! પરંતુ મારી સત્યભામા પણ તે જ જાતિની છે, એ મારે લક્ષમાં રાખવું જોઈએ.

**વસંત૦**—તરંગિણી, અભિનંદનના તારા આ શબ્દો મને આશ્ચર્યચકિત બનાવે છે. બનેલા અત્યંત શોકજનક બનાવ માટે મારે તારૂં સાન્ત્વન કરવું ઘટે, કે તારે મને અભિનંદન આપવું ઘટે ? વળી આજ સુધી તું મને તુચ્છકારતી હતી, અને આજ જ અભિનંદન આપવા જેટલો ઉમળકો એકાએક ક્યાંથી ઉછળી આવ્યો ? આ તારૂં વર્તન જો, ને આ એકનિષ્ઠ સત્યભામાનું વર્તન જો ! બિચારી હજી મૂર્ચ્છિત જ પડી છે. અરે, બિચારીને કોઈ સાવધ તો કરો !

( તરંગિણી સત્યભામાને પવન નાખે છે. )

**ભાગીરથી**—તરંગિણી, એ શૂદ્રી છે તે ધ્યાનમાં રાખજે !

**વસંત૦**—સત્યભામા શૂદ્રકન્યા છે ?

**ભાગીરથી**—અમે હમણાં જ એ જાણ્યું.

**વસંત૦**—હરકત નહિ. એ શૂદ્રી હોય તોપણ કહેવાતી બ્રાહ્મણીના કરતાં સો દરજ્જે શ્રેષ્ઠ છે ! જમાદાર, કેદીને ગાડીમાં બેસાડી હવેલીએ લઈ જાઓ. હું બીજી ગાડીમાં આવું છું.

( સૌ જાય છે ને પડદો પડે છે. )

# અંક ચોથો—પ્રેમપરીક્ષણ.

## પ્રવેશ પહેલો.

(ભાનુપ્રસાદ અને ઇન્દુમતિ : ઇન્દુમતિનું ઘર.)

ઇન્દુ૦ (સ્વગત)—જ્યોતિષીને ખૂનના આરોપ માટે પકડ્યા છે, એ ખબર તરંગિણીના સંદેશાથી મને મળી છે, પણ ભાનુપ્રસાદ હજી તેનાથી અજાણ લાગે છે. ધારૂં છું કે તે જાણવાથી તેમને કંઇ ખોટું તો નહિ લાગે. કારણ, એમને એક બીજાને સંબંધ હોય એવું કાંઈ જણાતું નથી; એટલું જ નહિ, પણ ધંધાના સંબંધમાં પરસ્પરને કદાચ વૈમનસ્ય પણ હોય. વળી તે જે છોકરીની શોધમાં હતા તે લખમી નહિ પણ સત્યભામા છે, ને તેનો પ્રેમ જ્યોતિષી ઉપર બંધાયો છે, એવું જાણે તો તેમને ઉલટું ખરાબ લાગે. ઉપરાંત, સત્યભામા જ્યોતિષીને માટે ભલામણના બે શબ્દ કહેવા પેલા રંગીલા ન્યાયાધીશ પાસે જવા ધારે છે, એ જાણવાથી તો વળી તેમને એથી પણ વિશેષ ખરાબ લાગે. પોતાની બહેનનો પ્રેમ એક ખૂની પુરુષ ઉપર હોય, અને તેના બચાવ સારૂ તે આવો પ્રયત્ન કરે, એ કોઈ પણ પ્રેમાળ ભાઇને ગમે નહિ એ દેખીતું છે. માટે એ કેસનો છેવટનો નિકાલ થતાં સુધી એ વાત

તેમને ન જણાવવી એ જ ઉત્તમ. તાવીજવાળી છોડીનો પત્તો મેં જ તેમને મેળવી આપ્યો, તેથી—જ્યોતિષીનું મન પ્રેમના વિષયમાં હજી શુષ્ક છે, એવું જ્યાં સુધી એમનું માનવું છે ત્યાં સુધીમાં—આપણે બજાવેલી કામગિરીનું ઈનામ માગી લેવું જોઇએ. ગમે તેમ થાય પણ આજ તો તેમનો મનોભાવ મારે ખુલ્લો કરાવવો જ છે. સંશયમાં ને સંશયમાં તે ક્યાં સુધી રહેવું? ઓહો! સંભારતાં જ તેઓ આ આવ્યા! (ભાનુપ્રસાદ પ્રવેશ કરે છે. તેને) તાવીજવાળી છોડીનો પત્તો મેં કહેલા સ્થળેથી મળ્યો ખરો ને?

**ભાનુ૦**—ઇન્દુ, એ છોકરી શંકરલાલશાસ્ત્રીના ઘરમાં હોવી જોઈએ, એવી શંકા તો મારા મનમાં હતી જ; પરંતુ તેની ખાત્રીલાયક બાતમી આપીને તેં જ મને ત્યાં મોકલ્યો, એ મારે સ્વીકારવું જોઇએ.

**ઇન્દુ૦**—ત્યારે મારૂં ઇનામ આપશો ને હવે?

**ભાનુ૦**—પહેલાં એક વાર મેં ઈનામની વાત કહાડી હતી, ત્યારે તું ગુસ્સે થઈ ગઈ હતી, તે યાદ છે કે?

**ઇન્દુ૦**—તે વખતે કોઈ કારણથી તેમ થયું હશે, પણ એથી ઇનામ ઉપરનો મારો હક્ક મેં છોડી દીધો, એવું સિદ્ધ થતું નથી. તમે મને ઇનામમાં શું આપશો?

**ભાનુ૦**—હમેશાં તારા અર્ધા વચને ઉભો રહે એવો પ્રેમી પતિ!

**ઇન્દુ૦**—હું એક પુરુષને હૃદયથી વરી ચુકી છું. પરંતુ તમે મારે માટે પસંદ કરેલો પુરુષ જો તેના કરતાં પણ મારા

હૃદયને શ્રેષ્ઠ લાગે, તો મારી કરેલી પસંદગી રદ કરીને તેનો સ્વીકાર કરવા હું તૈયાર છું. પણ તે એક શરતે હો !

**ભાનુ૦**—તે કઈ?

**ઇન્દુ૦**—જેમ તમે મારા પતિની પસંદગી કરો, તેમ હું તમારી પત્નીની કરૂં !

**ભાનુ૦**—હું પણ મારી પત્નીની પસંદગી તો કરી ચુકયો છું; તથાપિ તેના કરતાં તારી પસંદગીવાળી સ્ત્રી જો મને શ્રેષ્ઠ લાગશે, તો હું તારૂં જ અનુકરણ કરીને મારી પસંદગી રદ કરવાં અને તારી પસંદ કરેલી કન્યાનો સ્વીકાર કરવા, કબૂલ છું.

**ઇન્દુ૦**—નક્કી ?

**ભાનુ૦**—નક્કી.

**ઇન્દુ૦**—ત્યારે હવે બે કન્યાઓ અને બે મુરતીઆની તુલના કેવી રીતે, કયારે ને કયે સ્થળે કરીશું ?

**ભાનુ૦**—અત્યારે ને અહીંજ. મેં મારે માટે પસંદ કરેલી કન્યાને તથા તારા માટે પસંદ કરેલા મુરતીઆને હું અહીં લાવું; તેમજ તેં પસંદ કરેલો તારો પતિ ને મારા માટે પસંદ કરેલી કન્યાને કોઈ પણ નિમિત્તે તું અહીં બોલાવી લાવ. પછી તુલના કરતાં શી વાર ?

**ઇન્દુ૦**—તેમને અહીં બોલાવતાં તમને બહુ વાર નહિ લાગે ?

**ભાનુ૦**—બિલકુલ નહિ. તેમનાં ઘર છેકજ નજીક છે. પણ તને બોલાવી લાવતાં વાર લાગશે, એમ જણાય છે.

ઇન્દુ૦—અહં ! તેમનાં ઘર કાંઈ દૂર નથી. આંખ મીંચીને ઉઘાડતામાં જ હાજર કરી દઉં !

ભાનુ૦—મને પણ તેથી વધારે વાર નહિ લાગે.

ઈન્દુ૦—ત્યારે જાઓ તમે પહેલાં તેડી લાવો. હું પણ આ ક્ષણે બોલાવું છું. (ભાનુપ્રસાદ જાય છે. સ્વગત) મારા સૌન્દર્ય-ના અભિમાનને લીધે તેમની પાસે આટલા દિવસ મારો પ્રેમ મેં વ્યક્ત ન કર્યો, તેનું મને ઠીક પ્રાયશ્ચિત્ત મળ્યું ! તેઓ ક્યારેક વખત બેવખત બહાર જતા, તેથી મારે તેમના વર્તન વિષે સંશય લેવો જોઇએ ? પણ કહ્યું છે ને કે, 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ', તેમ સ્ત્રીની દૃષ્ટિ સદોદિત નીચી જ રહેવાની. વળી સ્ત્રીઓનું મન ભોળું કહેવાય છે તે પણ તેટલે જ અંશે સાચું છે. તેમ ન હોય તો મને આવી મોહિની આમની ઉપર ન જ લાગે ! (ભાનુપ્રસાદ એક અરીસો લઇને પ્રવેશ કરે છે.)

ભાનુ૦—ઇન્દુ, તું હજી પુતળાની પેઠે કેમ ઉભી છે ? તારી જોડી ક્યાં છે ?

ઇન્દુ૦—તમારી જોડી લાવો, પછી મારી બતાવું.

ભાનુ૦—મારી જોડીને તો હું સાથે લઇને જ આવ્યો છું.

ઇન્દુ૦—ત્યારે તે દેખાતી કેમ નથી ?

ભાનુ૦—માણુસ પ્રેમાન્ધ કે ક્રોધાન્ધ થાય એટલે તેને કાંઈ દેખાતું જ નથી ! છતી આંખે આંધળું જ થઈ જાય છે !

ઈન્દુ૦—એ ઠઠ્ઠામશ્કરીની વાત જવા દો, ને આપે પસંદ કરેલી પ્રિયા મને પહેલાં બતાવો. એ શંખણીની આંખો આ



**भानु०**—वारु त्यारे जो, ने तारी हिंमत चाले तो फोड तेनी आंखो !

( पृष्ठ १५३. )

નખવડે ફોડીને તેની કેવી દશા કરૂં છું તે પછી જુઓ તમે ભાનુપ્રસાદજી!

**ભાનુ૦**—તેથી તેને કશું નુકસાન થશે નહિ.

**ઇન્દુ૦**—તેને સદાની આંધળી જ કરી નાખીશ!

**ભાનુ૦**—તેને આંધળી કરવા જતાં તો તું જ આંધળી થઇશ!

**ઇન્દુ૦**—એને આંધળી કરતાં હુંએ આંધળી થાઉં, એવું તે હોય?

**ભાનુ૦**—નીતિશાસ્ત્રનો સિદ્ધાન્ત છે, કે બીજાને અપકાર કરવાથી આપણને પોતાને જ થાય છે. એની તારે ખાત્રી કરવી હોય તો મારી પ્રિયતમાની આંખો ખુશીથી ફોડ!

**ઇન્દુ૦**—મારે તમારૂં એ નીતિશાસ્ત્ર અત્યારે નથી સાંભળવું! મને એક વાર તમે પસંદ કરેલી સુન્દરી બતાવોને!

**ભાનુ૦**—વારૂ ત્યારે જો, ને તારી હિમ્મત ચાલે તો ફોડ તેની આંખો! જો આ રહી મારી પ્રિયતમા!

(ઇન્દુમતિની સામે અરીસો ધરે છે.)

**ઇન્દુ૦** (ખુશી થતી પણ શરમાતી)—શું હુંજ આપની પ્રિયતમા?

**ભાનુ૦**—તને એક વખત જોયા પછી, તારો સહવાસ થયા પછી ને તારી યોગ્યતા જાણ્યા પછી, બીજી કોઈ પણ સ્ત્રી ઉપર મારો પ્રેમ થવો શું શકય છે કે, ઇન્દુ?

**ઇન્દુ૦**—અને મારા માટે આપે પસંદ કરેલો પતિ તે આપ પોતે જ કે?

**ભાનુ૦**—એમાં તો પૂછવાનું જ શું ? બીજો કોણ હોય ? પણ ઇન્દુ, મેં જેમ મારી પસંદ કરેલી જોડી તને બતાવી તેમ તેં તારી પસંદ કરેલી જોડી હજી મને બતાવી નહિ ! અત્યાર સુધીના તારા વર્તન ઉપરથી તે કોણ હોવાં જોઈએ એ વિષે અનુમાન સહેજે થઈ શકે છે. પણ તારા શ્રીમુખે મારૂં એ અનુમાન ખરૂં પડેલું જાણી મારાં નેત્રો શાન્ત કરવાની મારી ઇચ્છા છે.

ઇન્દુ૦—આપ પુરુષ છતાં આપની પ્રિયતમાના નામનો ઉચ્ચાર શ્રીમુખે ન કર્યો, ને હું લજ્જાશીલ સ્ત્રીજાતિના મુખે મારા પ્રિયતમના નામનો ઉચ્ચાર કરાવવા ચાહો છો ? ભાનુના ઉદય પછી પ્રેમી દૃષ્ટિ પોતાના પ્રિયપાત્રને વગર નામોચ્ચારે આપોઆપ જોઈ શકે છે. તેમ છતાં આપની તેવી જ ઇચ્છા છે તો તે તૃપ્ત કરવી એ સ્ત્રી તરિકે મારી ફરજ છે. જે અરીસાએ આપની પ્રિયતમા મને બતાવી, તે જ અરીસો મારા સવિતાનારાયણનાં દર્શન આપને કરાવશે. તેના ઉદરમાં ત્રિભુવન સમાયેલું છે. (ભાનુપ્રસાદના હાથમાંથી અરીસો લઇ તેની સામે ધરે છે) કરો દર્શન મારા પ્રિયતમ પ્રેમસવિતાનાં !

**ભાનુ૦**—બસ, બસ. હવે મારી આંખો ઠરી.

ઇન્દુ૦—આપની આંખો ઠરી તો મારા હૃદયને ટાઢક થઈ!

**ભાનુ૦**—પણ ઇન્દુ, મારી પ્રિયતમા ને તારા પ્રિયતમ એ બન્નેને સાથે ઉભેલાં આ અરીસામાં આપણે જોઈએ તો ? (ઇન્દુને પોતાની પાસે લઈ સામો અરીસો ધરે છે.) અહાહા ! ઇન્દુ–

સવિતાના મીલનનો આવો યોગ આવશે એવું સ્વપ્ને પણ મને ભાસ્યું નહોતું. જગન્નાથ પ્રભુ ! તારી લીલા અગમ્ય છે! તારી દયા અગાધ છે !

ઇન્દુ૦—પણ આપણે હમણાં જાગ્રત છીએ ? આ સ્વપ્નું તો નથી ને ?

**ભાનુ૦**—તારા અધને હું દંશ કરૂં એટલે તને સમજાશે કે આ તે સ્વપ્નું છે કે જાગ્રતાવસ્થા !

ઇન્દુ૦ (સ્વગત)—તેમ થતાં તો મને તે સ્વપ્નમાંનું પણ સ્વપ્ન લાગશે ! (પ્રકાશ) સ્વામીન્, આપણા નિશ્ચલ પ્રેમનું પ્રતિબિંબ આ નાશવંત અરીસામાં આપણે હવે નથી જોવું. એને દૂર કરો !

**ભાનુ૦**—પ્રિયે, ખરૂં કહીએ તો કોઈનું પણ સૌન્દર્ય કે તેજ જોવા માટે અરીસો એ તેનું પોતાનું સાચું પ્રિયજન છે. તેના મુખ ઉપર પ્રોજ્જ્વલ પ્રેમ દેખાય, તો પછી સૌન્દર્યની કે તેજની બીજી કસોટીની આવશ્યકતા જ રહેતી નથી. પ્રિયતમે, ચાલ તારી વૃદ્ધ માતાને આપણા પ્રેમમીલનના આનંદના સમાચાર જણાવી તેમનો આશીર્વાદ લઈએ. પણ, આથી તે નાખુશ તો નહિ થાય ને ?

ઇન્દુ૦—તેની ચિંતા ના કરશો. મારૂં સુખ એ જ તેનું, વ્હાલા !

(બન્ને જાય છે.)

---

# પ્રવેશ બીજો.

[ પર્વતરાયની હવેલી : પર્વતરાય અને સત્યભામા. ]

**સત્ય૦** ( સ્વગત )—લોકાપવાદની પરવા ન કરતાં, પર્વતરાયજીને ભલામણના બે શબ્દ કહેવા હું અહીં આવી છું. મારા નાથ ઉપરના આરોપનો ન્યાય ચૂકવવાનું તેમના હાથમાં હોવાથી તેમને કાને સત્ય વાત નાખવાની જરૂર છે. અન્તે સત્ય તરશે; પરંતુ સરકાર પક્ષ તરફથી તેમની વિરૂદ્ધ પુરાવા બહુ મજબૂત થતા સંભળાય છે, માટે મારાથી બને તે પ્રયત્ન તો કરી મૂકવો જ. પ્રભુ ! અસત્યકથન અને દુરાચરણથી બચાવી મારા અન્તરની સર્વ સત્ય વાત કહેવાનું મને બળ આપજે !

( પર્વતરાય આવે છે. સત્યભામા નમન કરે છે. )

**પર્વત૦**—બહેન, તું કેમ આવી છે ?

**સત્ય૦**—આપને સત્ય હકીકત નિવેદન કરી એક પ્રાર્થના કરવા આવી છું.

**પર્વત૦**—તારે જે કહેવાનું હોય તે ખુશીથી કહે.

**સત્ય૦**—આપ દયાના સાગર છો; હું જે યાચના કરવા આવી છું તે પૂર્ણ કરવાનું આપ ધારો તો બિલકુલ મુશ્કેલ નથી.

**પર્વત૦**—તારી યાચના શી છે તે જાણ્યા સિવાય હું તને શો જવાબ આપું ?

**સત્ય૦**—આપ મને એક વખત આશ્વાસન આપશો, એટલે બધી હકીકત હું આપને નિવેદન કરીશ.

**પર્વત**૦—મારા ઉપર ન્યાય તોળવાની મહાન્ જવાબદારી હોવાથી હું કોઈપણ પ્રકારનું આશ્વાસન એકદમ આપી ન શકું.

**સત્ય**૦—દુર્દૈવ મારાં! તેમાં આપ પણ શું કરો?

**પર્વત**૦—દીકરી, તારી સર્વ હકીકત સાંભળીને હું મારો મત જણાવું નહિ, ત્યાં સુધી તારે આમ એકદમ નિરાશ થવાનું કંઈ કારણ નથી.

**સત્ય**૦—સાંભળો ત્યારે, મહારાજ! એક મનુષ્ય પોતાના દુર્દૈવનાં કે કોઈ કાવતરાના ભોગે એક ભયંકર ગુનાહના આરોપમાં સપડાયો છે.

**પર્વત**૦—તે નિરપરાધી હશે બીક રાખવાનું બિલકુલ કારણ નથી. તે અવશ્ય છૂટવો જોઈએ.

**સત્ય**૦—પણ તેની વિરૂદ્ધનો પુરાવો મજબૂત છે.

**પર્વત**૦—ત્યારે જરા ભારે પડશે ખરૂં. કારણ, અમારી સમક્ષ જે પુરાવો રજુ થાય તે ઉપરથી જ અમારે નિર્ણય આપવો પડે છે. સાક્ષી–પુરાવાની બહાર અમારાથી અનુમાન કે તર્ક કરી શકાતાં નથી. તેથી અમે આપેલા નિર્ણય કેટલે અંશે સત્ય છે, એ અમારાથી જાણી શકાતું નથી. તે તો ફરીયાદી-ને આરોપી જ માત્ર જાણે, ને ત્રીજો પરમાત્મા જાણે

**સત્ય**૦—ત્યારે તો આજ સુધીમાં કેટલાંએ નિરપરાધી મનુષ્યો બનાવટી સાક્ષી–પુરાવાના આધારે દોષિત ઠરી આપના હુકમથી ફાંસીએ લટકી ચુક્યાં હશે!

**પર્વત**૦—કદાચ તેમ પણ બન્યું હોય! પણ તેમાં

અમારો કશો ઉપાય હોતો નથી. પોતાની વિરૂદ્ધ કોઈને તલમાત્ર પણ સંશય લેવાનું કારણ ન મળે, એવી રીતે વર્તન રાખવું એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે. તે કર્તવ્યમાં કોઈ ભૂલ કરે, અને તેથી તે દોષિત ઠરે, તો તેનો દોષ શું બીજા ઉપર આવે ?

**સત્ય૦**—કદાચિત્ રંચ માત્ર પણ અપરાધ ન છતાં, કેવળ યદૃચ્છાથી કોઈની વિરૂદ્ધ કોળાહળ મચી રહે, એવે પ્રસંગે પણ વિશેષ તપાસ કે ચોકસાઈ કર્યા વિના જ આપ તેને અપરાધી ઠરાવતા હશો ?

**પર્વત૦**—એવું તો ભાગ્યે જ બને.

**સત્ય૦**—બનતું હોય તોપણ તે આપના સમજવામાં આવે ક્યાંથી ?

**પર્વત૦**—તું કહે છે તે પણ બનવું સંભવિત છે.

**સત્ય૦**—ત્યારે એવો એકાદો મનુષ્ય ન્યાયાધીશની ગેરસમજુતીનો ભોગ થઈ ફાંસીએ લટકે, તો તે બદલ ન્યાયાધીશને માથે કાંઈ પાપ આવતું નહિ હોય ? તેનાં સ્ત્રી છોકરાં નિરાધાર થઈ પડે, અને તે બિચારાંને અન્ન અને દાંતને વેર થાય—આખરે ભૂખે ટળવળીને મરે. એ રીતે એક નિરપરાધી જીવના ઘાતથી તેની પાછળના અનેક જીવોને ભૂખ્યા તરસ્યા તરફડી મરવું પડે, તેનું પાતક ન્યાયાધીશને માથે આવતું નહિ જ હોય?

**પર્વત૦**—દીકરી, તેં આલેખેલું આ ચિત્ર અત્યંત હૃદયદ્રાવક છે, પણ તેની જવાબદારી ન્યાયાધીશ ઉપર આવતી

હોય, એમ મને લાગતું નથી. મનુષ્યને હાથે અજાણતાં કંઈક અપકૃત્ય થાય, તો તે કાયદાની દૃષ્ટિએ અને પરમાત્માની દૃષ્ટિએ પણ, પાપરૂપ ગણાતું નથી; જો તે બુદ્ધિપુરઃસર થયું હોય તો જ પાપ ઠરે છે. કેમકે પરમાત્મા સ્થૂલ કાર્યને નહિ, પણ મનના લક્ષણને–હેતુને જુએ છે.

**સત્ય૦**—એવો ન્યાય શ્રેષ્ઠ કહેવાય ! જેને હાથે અજાણતાં મનુષ્યવધ બલ્કે કુટુંબવધ થાય, તે ભવ્ય હવેલીમાં રહી યથેચ્છ ખાનપાન અને મૂલ્યવાન વસ્ત્રાદિકનો ઉપભોગ કરે અને એશઆરામ ભોગવે ને વૃદ્ધાવસ્થા સુધી એ જ પ્રમાણે મનુષ્યવધ કર્યા કરે; અને જેણે એક કીડીને પણ કદી ઈજા કરી ન હોય, તે પોતાના નિરપરાધી કુટુંબ સાથે અકાળે મૃત્યુમુખમાં સપડાઈ ગીધ ને સમડીનો ભક્ષ થાય ! આવો ઈનસાફ મનુષ્ય કૃત કાયદામાં ન્યાય ગણાતો હશે, પરંતુ પરમાત્માની દૃષ્ટિમાં તો આવો આંધળો ઈન્સાફ ન્યાય્ય –ઈન્સાફ ગણાય જ નહિ ! જે ન્યાયાધીશ ટુંકી દૃષ્ટિના આ જગતની નજરે બાહ્ય સુખસાગરમાં રસબસ જણાય છે, તે પોતાના એવા અન્યાય બદલ આંતરદુઃખાગ્નિમાં હમેશાં શેકાતો હોય છે. તેણે અપરાધી ઠરાવેલો નિરપરાધી મનુષ્ય ફાંસીની દોરીના એક આંચકાની સાથે આ જગતની વિષમ યાતનામાંથી મુક્ત થાય છે, પરંતુ જગતે નિરપરાધી ઠરાવેલો એ ન્યાયાધીશ પોતાનાં દુઃખોનો બોજો જીંદગીની છેલ્લી ઘડી સુધી વહ્યાં જ કરે છે, ને છેવટે રીબાઈ રીબાઈને પોતાના

પ્રાણ છોડે છે. પહેલાનું દુઃખરહિત મૃત્યુ પણ જીવન જેવું હોય છે, જ્યારે બીજાનું દુઃખપૂર્ણ જીવન તે મૃત્યુ જેવું જ હોય છે! પહેલાનાં સ્ત્રી છોકરાં આ જગતનાં નિષ્ઠુર મનુષ્યોની અપેક્ષાથી અકાળે મૃત્યુમુખમાં સપડાય છે; પણ બીજાનાં સ્ત્રી છોકરાં તો દૈવી ક્ષોભથી રીબાઈ રીબાઈને નાશ પામે છે!

**પર્વત૦**—દીકરી, બસ કર! તું તારા તીવ્ર શબ્દોવડે મારૂં કાળજું વીંધી નાખે છે! બસ કર, ને મને કહે કે આ પ્રહાર શું તેં મારા ગતચરિત્ર ઉપર કર્યો છે?

**સત્ય૦**—તેવો પ્રહાર કરવા માટે તો મહારાજ, મને આપના ગતચરિત્રનું જ્ઞાન જોઈએ ને? મારૂં લક્ષ્ય તો હમણાંના ને ભવિષ્યના મારા સંકટ તરફ જ છે.

**પર્વત૦**—હજી તેં તારૂં સંકટ તો જણાવ્યું જ નથી! જે નિરપરાધી મનુષ્ય માટે તું કહે છે, તેની ઉપર કયા ગુનાહનો આરોપ છે?

**સત્ય૦**—ખૂનનો.

**પર્વત૦**—મને તારી દયા આવે છે! ખૂનના જેવું ગંભીર સ્વરૂપ બીજા કોઈ પણ કેસનું હોતું નથી. તેનો ફેંસલો આરોપીની તરફેણમાં આવે તો તુર્ત છુટકારો, ને વિરૂદ્ધ આવે તો તત્કાળ મૃત્યુ. એમ આવા કેસનાં અપરાધી માટે બે તદન વિરૂદ્ધ પરિણામ નિર્માણ થયેલા હોય છે.

**સત્ય૦**—અને તેટલા જ માટે ન્યાયાધીશ ઉપર આવા કેસમાં જવાબદારી પણ ભારે હોય છે.

**પર્વત૦**—જવાબદારી ગમે એવી ભારે હોય, પણ અનુકૂળ પુરાવાને અભાવે અનુકૂળ ચુકાદો આપવાનું તેના હાથમાં નથી હોતું !

**સત્ય૦**—આપ કહો છો તેમ સર્વત્ર થતું દેખાય છે ખરૂં; પરંતુ ન્યાયનો કાંટો હાથમાં લઈ બેસનારા ન્યાયમૂર્તિઓએ આવા કેસની બાબતમાં બહુ ઉંડા ઉતરી જાતે પુરતી ચોકસાઈ કરવી જોઈએ. એ વિષયમાં આપણા એક ન્યાયમૂર્તિને આખા દેશ તરફથી ધન્યવાદ આપવામાં આવે છે, તે આપના જેવા ન્યાયાધીશોએ આવે પ્રસંગે લક્ષમાં લેવા જેવું નથી ?

**પર્વત૦**—તેઓ ન્યાયાધીશ તરીકે સુપ્રસિદ્ધ ગણાતા હશે, પરંતુ પુરાવાની બહાર જઈને ફેંસલો થોડો જ આપી શકે ?

**સત્ય૦**—પુરાવાથી ઉલટા જઈ ફેંસલો નહિ આપતા હોય, તોપણ એક પક્ષ તરફથી તેમની આગળ પુરાવો રજુ થાય તે ઉપર જ માત્ર તેઓ આધાર રાખતા નહિ. ખૂન જેવા ભયંકર કેસમાં તો તેઓ જાતે ગુપ્ત રીતે તપાસ કરી સત્ય હકીકત શી છે, તે શોધવા પ્રયત્ન કરતા. તેમના સંબંધમાં આવા બનાવો ઘણા બન્યા હશે, ને તેમાંના કેટલાક તો પ્રસિદ્ધિમાં પણ આવેલા છે. એક પક્ષ તરફથી રજૂ થયેલા સાક્ષી-પુરાવા ઉપર જ ન્યાયનો આધાર ન રાખતાં, તેમણે જાતે ગુપ્ત રીતે–ગુપ્ત વેષે–તપાસ કરી, સાચા સાક્ષી–પુરાવા કોર્ટમાં રજુ કરાવેલા, ને તેને પરિણામે બિચારા કેટલાક નિરપરાધી માર્યા જતા બચી ગયા છે, એટલું જ નહિ, પણ જે ખરા

ગુનેહગારો છળપ્રપંચથી બચી જતા તે પોતાનાં કૃત્યની યોગ્ય શિક્ષા પામ્યા છે. તેવી રીતે આપના જેવા ન્યાયાધીશ ચોકસાઈ કરવાની તકલીફ લે તો અદલ ઈન્સાફ તોળાય. સત્ય–ન્યાયપ્રિય–ઈશ્વરતુલ્ય મનાતા ન્યાયાધીશે ઈશ્વરીબુદ્ધિથી જ ન્યાય તોળવો જોઇએ. પવિત્ર ન્યાયાસન ઉપર બિરાજતાની સાથે માનુષીબુદ્ધિને ભૂલી જઈ વિશાળ ને ન્યાયપૂર્ણ ઈશ્વરીબુદ્ધિને અંતરમાં સ્થાપવી જોઇએ. આવા ન્યાયાધીશને હાથે અન્યાય તો કદી ન જ થાય. આપના કહેવા પ્રમાણે તો ન્યાયાધીશ એટલે જાણે બુદ્ધિ વગરનાં ન્યાય તોળવાનાં યંત્રો જ! જે પલ્લામાં સાચા કે જૂઠા પુરાવાનું વધારે વજન હોય તે તરફ જ તે નમી પડવાનાં! એવા બોલતા ચાલતા યંત્રની પ્રાર્થના કરવા હું આવી એ મારી મૂર્ખતા જ કહેવાય! હું રજા લઉં છું, અને અંતરની લાગણીને લીધે મારાથી કંઇ વિશેષ પડતું બોલાયું હોય તો તે માટે ક્ષમા માગું છું.

**પર્વત૦**—દીકરી, તારા સરળ અને સ્વાભાવિક ઉદ્‌ગારો મારા હૃદયદુર્ગમાં દાખલ થઈ, તેને હચમચાવી રહ્યા છે.

**સત્ય૦**—હું સરળ છું, એવો પુરાવો આપને ક્યાંથી મળ્યો?

**પર્વત૦**—તારો ચહેરો જ વિશ્વસનીય–પ્રત્યક્ષ પુરાવો છે, તો પછી બીજા પુરાવાની જરૂર જ શી?

**સત્ય૦**—જે નિરપરાધી મનુષ્ય માટે આપની પાસે બે શબ્દ કહેવા હું આવી છું, તેની મુખમુદ્રા મારા કરતાં પણ વિશેષ સરળ અને નિષ્કપટી છે. તે જોતાં જ વહેમીમાં વહેમી

મનુષ્યને પણ તેની નિર્દોષતા વિષે ખાત્રી થયા સિવાય રહે નહિ. વળી તેનું વર્તન કેટલું માયાળુ ને ઉદાર છે? શું કહું ?

**પર્વત૦**—દીકરી, એ પુરુષ તારો સ્વામી હોય એમ લાગે છે. (સત્યભામા નીચું જુએ છે.) તું તારી જીભે તે ન કહે, તોપણ તારી મુખમુદ્રા કહી આપે છે.

**સત્ય૦** (સ્વગત)—હવે ગુપ્ત શા માટે રાખવું? (પ્રકાશ) હાજી. તે મારા જીવિતેશ્વર છે. મારા જેવી અનાથ બાલિકાનો જેમણે ઉદ્ધાર કર્યો, તે પોતાના રાજાનો ઘાત કરી શકે જ શી રીતે? આપ જ વિચારો !

**પર્વત૦** (ચમકીને)—શું કહે છે? દેવેન્દ્ર મહારાજના ખૂનનો આરોપ જેની ઉપર છે તે જ્યોતિષી જ કે એ?

**સત્ય૦**—હા જી.

**પર્વત૦**—ત્યારે તો દીકરી, મને તારી અત્યંત દયા આવે છે!

**સત્ય૦**—મહારાજ, મારી ઉપરના દયાના આપના ઉદ્ગાર નીકળે છે, તે ઉપરથી આપ કહેવાતા અપરાધી ઉપર દયા કરી શકશો નહિ, એમ સ્પષ્ટ સમજાય છે. આપને યોગ્ય લાગે તો મને સખતમાંસખત શિક્ષા કરો, પરંતુ તેમને બચાવો. આપને હાથે નિરપરાધીને શાસન થવાનું સર્જિત હોય, તો તે આપ મને કરો. નિર્દોષીપણામાં હું અને તે બન્ને સરખાં જ છીએ.

**પર્વત૦**—તારા સ્વામી ઉપર કેવો ભયંકર આરોપ છે, તેની તને કલ્પના જ લાગતી નથી. આ ખૂન જો સામાન્ય મનુષ્યનું હોત, તો અપરાધીને કોઈ કારણનો લાભ આપી

ફાંસીને બદલે કાળા પાણીની શિક્ષા કરી શકાત. પણ રાજા એટલે પ્રજાનો પિતા. તેનું ખૂન કરનાર મારો જન્મદાતા પિતા કે માનો જણ્યો ભાઈ હોય, તો તેને પણ દેહાન્ત-દંડની શિક્ષા ફરમાવવાની મારી ફરજ છે.

**સત્ય૦**—આપની પોતાની પુત્રીના પતિ ઉપર આવું ભયંકર સંકટ આવ્યું હોત તો આપ શું કરત, તેનો ખ્યાલ કરો! હું આપને અન્યાય કરવાનું કહેવા આવી નથી; પણ એક-તરફી પુરાવાને બળે નિર્દોષ મનુષ્ય માર્યો ન જાય, તે માટે જ આટલા કાલાવાલા કરૂં છું. આવી સ્થિતિમાં આપની પુત્રીને વૈધવ્યની શિક્ષા ફરમાવતાં આપની જીભ ઉપડત કે? આપને પુત્રી ન હોય તો હું જ આપની પુત્રી છું એવી કલ્પના કરી મને સૌભાગ્ય બક્ષો!

**પર્વત૦**—દીકરી, તારૂં દીનતા ભરેલું ભાષણ મારા હૃદયમાં ચીરા પાડે છે. ન્યાયાધીશને અંતરમાં જે યાતના થતી હોવાનું તેં કહ્યું, તે સર્વ યાતના મારા પેટમાં ખળભળાટ મચાવી રહી છે. તારા દેખાવ ઉપરથી, તારા અવાજ ઉપરથી અને તારી રીતભાત ઉપરથી, મને ઘણાં વર્ષ ઉપરના મારા એક પ્રિય મનુષ્યનું સ્મરણ તાજું થાય છે. મારા સંસારની અધિષ્ઠાત્રી દેવી, મારા હૃદયની સ્વામિની, આજ અઢાર વર્ષે ફરી મારી સમક્ષ આવીને ઉભી હોય એવો મને અત્યારે ભાસ થાય છે! દીકરી, તેં મારી આ અવસ્થા ઉપર દર્શનામૃત છાંટીને મને અઢાર વર્ષનો યુવાન બનાવ્યો હોય, એવું મને આ સમયે લાગે છે.

સત્યભામા નાટક.



પર્વત૦—દીકરી, તારું દીનતા ભરેલું ભાષણ મારા હૃદયમાં ચોંટી પડે છે

( પૃષ્ઠ ૧૬૪ )

**સત્ય૦** ( સ્વગત )—આમની વર્તણુક વિષે લોકોમાં જે અફવા ચાલે છે, તે સાચી જ હોવી જોઈએ, એવું આ બોલવા ઉપરથી લાગે છે.

**પર્વત૦**—તારા આ ઉપકારના બદલામાં હું તને એટલું જ આશ્વાસન આપું છું કે, તારા સ્વામી વિષે મારાથી શક્ય તેટલો અનુકૂળ વિચાર હું કરીશ. પહેલાં તો મને દેવેન્દ્ર મહારાજના ખૂન વિષે જ શંકા હતી, પણ મહારાણી સાહેબ તરફથી પત્ર આવ્યો છે, તેમાં તેઓ એકદમ ગુમ થયાનું જણાવે છે. આ પ્રમાણે તેમનું અકસ્માત ગુમ થવું, ને અહીં તેમનાં વસ્ત્રાભૂષણ વગેરે આરોપીની પેટીમાંથી મળી આવવાં : આમ બેઉ તરફના સબળ ને સમાન પુરાવા ઉપરથી કોઈપણ માણસને આરોપી ઉપરનો આરોપ સત્ય લાગ્યા વિના ન રહે તથાપિ તે નિર્દોષ છે, એવી જ ભાવનાથી હું તેની વિરુદ્ધ આવનારા સાબીપુરાવા તપાસવાનું વચન આપું છું. આટલું કરવા છતાં તેને મારી ઇચ્છા વિરુદ્ધ મારે શિક્ષા ફરમાવવી પડે, તો તને મારી એટલી વિનતિ છે કે, તારે તારા સ્વામીનું ચિંતન કરી, આ ઘર તારૂં જ છે એમ સમજી, મારે ત્યાં જ હમેશાં રહેવું. અહીં તને કોઈ પ્રકારે અડચણ નહિ પડે.

**સત્ય૦**—શું આપ એવું સૂચવો છો કે મારા સ્વામીને ફાંસીએ લટકાવનારને ત્યાં હું રહું ! હું અહીં બહુ આશાભર્યે હૈયે આવી, પણ પુરેપુરી નિરાશ થઈ ! આપનો આંતરહેતુ હું બરાબર સમજી ગઈ! હવે આપને હાથે મારા-

સ્વામીનો છુટકારો થાય, એવી મને બિલકુલ આશા રહી નથી. હું જાઉં છું. ક્ષમા કરશો. (જાય છે)

**પર્વત૦** (સ્વગત)—આ છેવટનું વાક્ય કંઈક વિચિત્ર જ બોલી ગઈ. લોકોમાં મારા વિષે જે ખરાબ વાયકા ફેલાયાનું જમાદાર કહેતા હતા, તે આને કાને પણ પહોંચી લાગે છે! જે હોય તે ખરૂં, પણ છેલ્લાં અઢાર વર્ષથી મારા સંસારનું આકાશ ઘનઘોર વાદળાંથી છવાઈ રહ્યું હતું, તેમાં આજ પહેલવહેલો જ વીજળીનો ચમકારો થયો! (પડદો પડે છે.)

---

## પ્રવેશ ત્રીજો.

---

[ જેલની બહાર : રામજી પહેરો ભરે છે. લખમી ને ભાનુપ્રસાદ આવે છે. ]

**લખમી**—ભાય, આ મારા વરનો મેલ ?

**ભાનુ૦**—બહેન, આજ બપોરે મેં તેમની સાથે તને મેળવવાનું કહ્યું, ત્યારે તે કેદખાનામાં હશે એવી મને કલ્પના સરખી નહોતી.

**લખમી**—આ કેદખાનું સે ? ને મારો વર આંય આવ્યો સે ? તો આંય આવવાની આટલીબધી ઉતાવળ હું કામ કરી ? આજ આવ્યો સે કેદખાનામાં ને કાલ સડશે હુળીએ !

**ભાનુ૦**—બહેન, એવું અભદ્ર ન બોલીએ. હું તને જેની આગળ તેડી જાઉં છું તેની આગળ તું એક શબ્દ પણ બોલીશમાં.

બોલી તો બધો ઘાટ બગડશે. પહેરાવાળો તારો ઓળખીતો રામજી છે, એટલે આપણને અંદર જવામાં હરકત નહિ આવે.

**રામજી**—અંદર મત જાવ !

**લખમી**—તું કોણ રે અમને ના કેનારો ?

**રામજી**—તે દી તું કેવું કરતીતી, ઈ ભૂલી ગઈ? આજ આવી સો મારા લાગમાં ! માલીકોર કેવી જાય સે જોઉં સું !

**લખમી**—તું મારો નંઈ ? આમ કેમ કરેસે ગાંડાની ઘોડે ?

**રામજી**—હું તારો હાસો, પણ કોણ ? હમજીને ? વર.

**લખમી**—મારો વર તો માલીકોર બેઠો સે ! બાઈડીઉંને બબે વર કયાંય ભાળ્યા સે કે રામલા ?

**રામજી** (સ્વગત)—આ હું ગોટાળો સે ? (પ્રકાશ) ઈ જોશી તારો વર થાય સે ? તો જા, મારી ના નથી; પણ ઈ હુળીએ સડે એટલે ભેગી તુંય સડજે હો !

**ભાનુ૦** (રામજીને)—જરા થોભ. હું ચિઠ્ઠી આપું તે પ્રથમ તેમને આપ, ને તેઓ અમને અંદર આવવાનું કહે એટલે અમે જઈએ.

**રામજી**—બઉ હારૂં. લાવો શીઠી. (સ્વગત) બઉ ઠીક થ્યું. કાગળ સેટેથી જ દેખાડવો ને પસે જઈને દેવો બાપાને, તેણે કયું સે ઈ પરમાણે. (ભાનુપ્રસાદ ચિઠ્ઠી લખી આપે છે તે લઇને રામજી અંદર જાય છે.)

**ભાનુ૦**—બ્હેન, આ બહુ ઉમદા માણુસ છે. તે કેદમાંથી છુટશે એટલે તને ખાત્રી થશે.

**લખમી**—ને નંઈ સુટે તો ઉંસી હુળી ઉપર સડશે એટલે ખાતરી થાહે !

**ભાનુ૦** ( સ્વગત )—આ બટકબોલી ખરા વખતે બોલીને બધો ઘાટ બગાડી દેશે, એમ લાગે છે. શું કરવું ? તેને મહારાજ પાસે લઈ ગયા વિના છુટકો નથી. મહારાજને નજરે તો કરવી જોઈએ જ. દેખાડયા વગર વિવાહની વાત કેમ થાય ? આ બધો સંસ્કારનો દોષ છે, તે સુશિક્ષણ અને સત્સંગથી થોડા જ વખતમાં જશે, એટલે શી ફિકર છે ?

**રામજી** ( આવીને )—જોશી મારાજે તમને બોલાવ્યાસે. જાવ.

( જાય છે ને પડદો પડે છે. )

---

## પ્રવેશ ચોથો.

---

[ કેદખાનામાં : દેવેન્દ્ર. ]

**દેવેન્દ્ર** ( સ્વગત )—ભાનુપ્રસાદની ચિઠ્ઠીથી મારી વિટંબનામાં વધારો જ થયો છે. ગમે તેમ થાય પણ સત્યભામાને મેં આપેલું વચન કલ્પાંતે મિથ્યા નહિ થાય. **રામો દ્વિ ર્ન ભાષતે.** ( ભાનુપ્રસાદ અને લખમી પ્રવેશ કરે છે. ) અરે ! પણ આ તો તરંગિણીની ચાકરડી લખમી જણાય છે.

**લખમી**—ઓય ઓય ! આ તો જોશીમારાજ સે !

**ભાનુ૰**—મહારાજ, એક જ શબ્દથી આપ મુક્ત થઈ શકો તેમ છો, છતાં કારાગૃહની આટલી હોંશ શા સારૂ ?

**દેવેન્દ્ર**—એમાં મારો એક ગૂઢ હેતુ છે, તે સિદ્ધ થયા પછી તને જણાવીશ. હાલ તો તું જે કામ સારૂ આવ્યો છે તે વિષે જ આપણે વાત કરીએ.

**ભાનુ૰**—ઠીક ત્યારે. પણ મારે આપને પ્રથમ એક પ્રશ્ન પૂછવાનો છે. અનુલોમવિવાહ વિષે આપનો શો મત છે ? આપના જેવા સુધરેલા વિચારના પુરુષને આ પ્રશ્ન પૂછવો એ એક રીતે અપમાન કરવા જેવું કહેવાય; પરન્તુ વસ્તુસ્થિતિ સંદિગ્ધ રહે તેના કરતાં પ્રથમથી જ ખુલાસો કર્યો હોય તો સારૂં.

**દેવેન્દ્ર**—ભાનુ, મારા મત વિષે તારૂં અનુમાન સાવ સાચું છે. સ્ત્રી દરેક બાબતમાં અનુકૂળ અને યોગ્ય હોય, છતાં તે હલકી જાતિમાં જન્મેલી હોય તેટલા જ કારણથી તેની સાથે લગ્નસંબંધ કરવામાં હરકત હોવી ન જોઈએ.

**ભાનુ૰**—મને આપને માટે અતિશય માન છે, અને આપનો આ વિચાર આચારમાં મૂકવાનો પ્રસંગ આવતાં આપ પાછા નહિ હઠો, એવી ખાત્રી છે.

**દેવેન્દ્ર**—ભાનુ, વિચાર પ્રમાણે જ વર્તન રાખવું, એ મનુષ્ય માત્રનો ધર્મ છે. જાણીને તને સંતોષ થશે, કે મેં એક શૂદ્રકન્યા સાથે વિવાહ કરવાનો નિશ્ચય પણ કર્યો છે.

**ભાનુ૰**—વાહ ! હું મારી બહેનને તેડીને આપની પાસે આવું તે પહેલાં જ આપને તેનો વિચાર આવ્યો અને સાથે

સાથે વિવાહ કરવાનો પણ નિશ્ચય થયો ! એ પણ એક સુભાગ્યની જ વાત !

**દેવેન્દ્ર**—તારી આ બહેનની સાથે વિવાહ કરવાની મારી સંમતિ છે, એમ મેં કહ્યું નથી !

**ભાનુ૰**—હજી સુધી આપે તેમ કહ્યું નથી ખરૂં, પણ તેમાં વાંધો શો છે ? હવે કહોને કે આપની સંમતિ છે !

**દેવેન્દ્ર**—જ્યાં સુધી એની સાથે મને કશી પિછાન નથી, અને એના ગુણદોષ વિષે હું વિશેષ કશું જાણતો નથી, ત્યાં સુધી શી રીતે કહું ?

**ભાનુ૰**—આપના પૂજ્ય વડિલોને પણ વિવાહ કર્યા પહેલાં તેમની વધૂઓ વિષે માહિતી નહોતી, છતાં તેમને વૈવાહિકસુખ નહોતું મળ્યું એવું નથી જણાયું.

**દેવેન્દ્ર**—કન્યાના ગુણદોષની પરીક્ષા કર્યા વગર વિવાહ કરવામાં વડિલોનું અનુકરણ કરવું, અને અનુલોમવિવાહની વાતમાં તેમના મતને તરછોડી કાઢવો, આ કેવો ન્યાય,ભાનુપ્રસાદ?

**ભાનુ૰**—ભાઈ સાહેબ, લગ્ન એટલે એક પ્રકારની લૉટરીની ટિકિટ ! જુગારમાં અનિશ્ચિતતા ન હોય તો તે રમવામાં જેમ મઝા આવતી નથી, તેમ વરકન્યા એક બીજાથી અજ્ઞાત ન હોય તો તેમનામાં પ્રેમ પણ બંધાતો નથી ! ખરૂં કહું તો પ્રીતિ જામવાનું મૂળ કારણ બહુ અંશે અપરિચય હોય છે !

**દેવેન્દ્ર**—ભાનુ, આ તારી બહેન લખમીના જે ગુણ સાધારણ રીતે હું જાણું છું, તે મારી પ્રકૃતિથી સર્વાંશે વિરુદ્ધ

છે, અને તે જાણવા છતાં મારે તેની સાથે લગ્ન કરવાનું કબૂલ જ કરવું, એમ તારૂં કહેવું છે ?

**ભાનુ૦** (સ્વગત)—દેવેન્દ્ર મહારાજ છેક જ વિરુદ્ધ જવા લાગ્યા, માટે મારે વિરુદ્ધની દલીલોથી તેમના વિચારો તોડી પાડવાનો મજબૂત પ્રયત્ન કરવો. આ મારી બહેનના હિતની ખાતર તેમના મતની વિરુદ્ધ મારે જાણીજોઇને તકરારમાં ઉતરવું પડશે. (પ્રકાશ) જેમ અપરિચય તેમ વિરોધ પણ અન્યોન્યમાં પ્રીતિ ઉત્પન્ન કરાવવામાં કારણભૂત થાય છે. વિરુદ્ધ ધર્મની વિદ્યુલ્લતાના સમાગમથી જેમ ઉજ્જ્વલ પ્રકાશ ઉત્પન્ન થાય છે, દિવસ અને રાત્રિ કે પૃથ્વી અને આકાશનો સંગમ જેમ રમ્ય લાગે છે, તેમ જ સ્ત્રી પુરુષના ગુણ પણ જો ભિન્ન ભિન્ન હોય, તો તેમનું એક બીજા ઉપર વિશેષ આકર્ષણ થાય છે. તેમના ગુણસ્વભાવમાં જેટલી ભિન્નતા વિશેષ તેટલો પરસ્પરને માટે વ્યવહારમાં વિશેષ પ્રેમ ઉદ્ભવે છે !

**દેવેન્દ્ર**—તારૂં કહેવું ખરૂં હોય, તો અષ્ટાવક્ર અને લાવણ્યમૂર્તિ રતિ, સંત પુરુષ અને કુલટા નારી, પંડિત અને મૂર્ખતમ: એવાં એવાં યુગલો આદર્શરૂપ ગણાવાં જોઈએ. તું કહે છે તેમ જો ખરેખર વિરુદ્ધ ગુણસ્વભાવ જ પરસ્પરનું આકર્ષણ કરતા હોય, તો પછી વરકન્યાની પસંદગી કરવાની ખટપટ જ શા માટે કરવી જોઈએ ? એ આકર્ષણબળ જ પોતાની મેળે વિવાહસંબંધ બાંધે. મધ્યસ્થની કે બીજી સત્તાની જરૂર શી ?

**ભાનુ૦**—મહારાજ, આપણી આ સત્ત્વપ્રધાન આર્ય પ્રજામાં

વરકન્યાએ પરસ્પરની ચિકિત્સા કરવાની પદ્ધતિ આજ સુધી હતી જ નહિ. આથી ઉલટું કેટલીક જ્ઞાતિમાં અનેક વરકન્યાનાં વેવીશાળ તેઓ ગર્ભમાં હોય તે જ વખતે કરવાની રીત પ્રચલિત હતી ને હજી પણ હશે.

**દેવેન્દ્ર**—અને કદાચ બેઉ પુત્ર કે બેઉ પુત્રી જન્મે તો તેમની શી દશા થાય ?

**ભાનુ૦**—ત્યારે માત્ર લાચારી !

**દેવેન્દ્ર**—લાચાર શા માટે થવું જોઈએ ? વિવાહની બાબતમાં આર્યોએ જ્યારે કાંઈ જ જોવાનું નથી, ત્યારે એ બાબત પણ જોવાની શી જરૂર ? મેં કહ્યો તેવો જ યોગ બની આવે, તો એવાં એકજાતીય યુગ્મોથી પણ વ્યવહાર કેમ ન નભે ? પોતાનો જન્મારો એકત્ર કાઢવામાં તેમને શી હરકત ? અરેરે ! લગ્ન જેવી મહત્ત્વની બાબતમાં માબાપ ગર્ભસ્થ બાળકોના હાથ પગ બાંધી લેઈ તેમને કેદખાનામાં પૂરી દે, પછી તેમને સ્વતંત્રતાનું નામ પણ ક્યાંથી સૂઝે ? ગર્ભનું બન્ધન જન્મ્યા પછી પણ તૂટી જાય છે, પરંતુ વિવાહનું બન્ધન તો મરતાં સુધી સહેવું પડે છે. અને આવી રીતે ઉતાવળ ને અવિચારથી થએલા વિવાહમાંથી છૂટવા માટે આપણાં ધર્મશાસ્ત્રોએ મૃત્યુ સિવાય બીજો માર્ગ જ રાખેલો નથી. આવા લોકોમાં પ્રારબ્ધવાદિતા, નિર્બળતા અને નિર્વીર્યતા વગેરે લોહી માંસ સાથે મળી જાય, તેમાં શી નવાઈ ?

**ભાનુ૦**—આપના કહેવા પ્રમાણે પતિપત્નીની વચ્ચેનો પ્રેમ

ગુણસ્વભાવની સમાનતા ઉપર અવલંબીને રહેતો હોય, તો કાલક્રમે એ સમાનતા અત્યંત વિષમ જોડાંઓમાં પણ ઉત્પન્ન થાય છે. જેની સાથે પોતાનો સંબંધ જોડાયો તે આનંદથી નિભાવવા સિવાય બીજો માર્ગ નથી, એવું એક વખત સ્ત્રી-પુરુષના મનમાં ઠસે, તો પછી તેઓ પરસ્પરના ગુણસ્વભાવનું સૂક્ષ્મ અવલોકન કરીને ધીમે ધીમે સમાન બનતાં જાય, અને પછી એકબીજા ઉપર પ્રેમ પણ કુદરતી રીતે ઉત્પન્ન થાય!

**દેવેન્દ્ર**—અંધારી કોટડીમાંના કેદીનો જે પ્રમાણે અંધકાર ઉપર પ્રેમ ઉત્પન્ન થાય, તે પ્રમાણે—

**ભાનુ૦**—સ્ત્રી શરમાઈને નીચું જુએ, છુપી દૃષ્ટિથી પતિ તરફ જોઈ ગાલમાં ને ગાલમાં હસે, તાંબુલ આપે, વગેરે હાવભાવો લજ્જાના ભંગ સાથે પ્રીતિમાં વધારો કરનારા છે. દરેક વૃદ્ધિશીલ વસ્તુની પેઠે પ્રેમ માટે પણ પ્રયત્ન, સંભાળ અને પોષણની જરૂર હોય છે. નેત્રમીલનની સાથે પ્રેમનો સંચાર થાય, એ તો કેવળ કાવ્યની કલ્પના છે; વ્યવહારમાં તો તેનો કશોય ઉપયોગ નથી.

**દેવેન્દ્ર**—ભાનુ, અપરિચયથી પ્રેમ ઉત્પન્ન થાય છે, તેનો આ અપવાદ હશે કેમ?

**ભાનુ૦**—મહારાજ, અત્યાર સુધીના આપણા વિવાદમાં આપે એક મુખ્ય બાબત સ્વીકારી છે, કે લગ્નની બાબતમાં પતિપત્ની સિવાય બીજાના સુખ તરફ જોવાની કશી આવશ્યકતા નથી. પણ આ વિચ.ર કેવળ સ્વાર્થદૃષ્ટિનો નથી લાગતો?

આપણે જ્યારે જનસમાજ વચ્ચે રહેવાનું છે, ત્યારે બીજાઓની તરફ છેક જ દુર્લક્ષ કરવું કેમ પાલવે ?

**દેવેન્દ્ર**—ખરેખર ન જ ચાલે ! સ્ત્રીપુરુષે વેવાઈ વેવાણો, જાનૈયા, માંડવીઆ, સાજનીઆ, વળાવીઆ, ઘોડાવાળા, દારૂખાનાવાળા વગેરે તમામ તરફ લક્ષ આપવું જોઈએ ખરૂં કે ? કેવળ પોતાના હિતાહિત તરફ જોવાથી કેમ ચાલે ? એ બધાના ક્ષણિક સંતોષના હોમમાં વરકન્યાએ પોતાની આખી જીંદગીનાં સુખોની આહુતિ આપવી જોઈએ ! એ જ ને તારા કહેવાની મતલબ ? ભાનુ, આજ તું આમ છેક જ ઉલટી દિશાએ જઈને કેમ બેઠો છે ? તારી પ્રકૃતિમાં કાંઈ વિકૃતિ તો થઈ નથી ને ?

**ભાનુ૦**—મહારાજ, મેં આજ સુધી આપની સેવા એકનિષ્ઠપણાથી બજાવી—

**દેવેન્દ્ર**—તેં મારા સુખની આજ સુધી કાળજી કરી તેટલા માટે હવે પછીનું મારૂં આખું જીવન દુઃખમાં નાખવાનો પ્રયત્ન તારે કરવો જોઈએ કે શું ? આજ સુધી તારા મધુર સહવાસથી તેં મને જે સુખ આપ્યું, તે મારી આખી જીંદગી દુઃખમય બનાવવા સારૂ કે શું ? દુષ્ટના ખડ્ગથી તેં મારૂં રક્ષણ કર્યું તે પણ આ ઝેરી સાપ કાયમને માટે મારે ગળે બાંધવા સારૂ કે શું ?

**ભાનુ૦**—મહારાજ, આપ મારી ઇચ્છા પૂર્ણ નહિ કરો તો મારૂં ગત જીવન વ્યર્થ ગયા જેવું થશે.

**દેવેન્દ્ર**—ને પૂર્ણ કરૂં તો મારૂં ભાવિજીવન વ્યર્થ જશે.

અને શું તેથી તું સુખી થઈશ ? તું મને આવો ઉપદેશ કરે છે, પણ તારૂં પોતાનું વર્તન એ ઉપદેશને અનુસરીને છે કે કેમ, તેનો વિચાર કર. ઇન્દુમતિ સાથે તારો સ્નેહ બંધાયો તે તારા સ્નેહીના કહેવાથી કે તારા સ્વતંત્ર વિચારથી ? વિવાહની બાબતમાં જેવી તને સ્વતંત્રતા જોઈએ, તેવી બીજાને ન જોઈએ ? તને સાચું જ કહી દઉં ? મારૂં હૃદય બીજી એક તરુણીને હું આપી ચુક્યો છું, અને તેની સાથે વિવાહ કરવાનું વચન પણ મેં તેને આપ્યું છે. મારૂં વચન હું પૂરેપૂરૂં પાળવાનો છું, અને બીજી સ્ત્રીનો વિચાર કરવામાં પણ મહાન્ પાપ થાય છે એમ હું માનું છું.

**ભાનુ૦** ( સ્વગત )—હં ! આરામબાગના એકાન્તવાસનું આ પરિણામ લાગે છે ! ( પ્રકાશ ) મહારાજ, કેવળ નવા અને નહિ જેવા પરિચયની એક કન્યાને આપેલું વચન આપનાથી તોડી ન શકાય, પણ બાળપણના આ સ્નેહીનું વચન આપનાથી તોડી શકાય છે !

**દેવેન્દ્ર** ( સ્વગત )—માણસે એક બાબત પકડી લીધી એટલે તેના દોષ તેને દેખાતા જ નથી ! ( પ્રકાશ ) ભાનુ, હું જો એક અશિક્ષિત હલકા વર્ણની છોકરીને તારી આગળ ઉભી કરૂં, ને ઇન્દુમતિને બદલે તેની સાથે વિવાહ કરવાનો તને આગ્રહ કરૂં, તો તું મારૂં માનીશ કે ?

**ભાનુ૦**—વારૂ, આપની પ્રિયતમાનું નામ મને જણાવશો ?

**દેવેન્દ્ર**—તે હું હમણાં નહિ જણાવી શકું, અને તે માટે તું મને માફ કરજે.

**ભાનુ૦**—આ વિષે ફરી એક વાર વિચાર કરવા આપને મારી વિનતિ છે. લક્ષ્મી, ચાલ આપણે જઈએ. મહારાજને તું પસંદ પડતી નથી, એ તારૂં દુર્દૈવ નહિ તો બીજું શું ?

**લખમી**—રેવા ઘેની ! એની હારે પરણવા કઈ બલારાત બેહી રઈ સે ? હું તો મારા રામલા હારે જ લગન કરવાની !

**ભાનુ૦**—ચૂપ, ચાલ જલદી. એક શબ્દ પણ બોલીશ નહિ.

**લખમી**—મને કોની બીક લાગે સે કે નો બોલું ?

**દેવેન્દ્ર**—ભાનુ, આ છોકરીને હું મારી જીંદગીની સહચારિણી કરૂં, એમ તું કહે છે કે ?

( સત્યભામા પ્રવેશ કરે છે, ને બુરખો કાઢી નાખે છે. )

**ભાનુ૦**—મહારાજને આણે જ મોહિની લગાડી જણાય છે ! ઠીક છે. જોઈશ !

( ભાનુપ્રસાદ અને લખમી જાય છે. )

**સત્ય૦** ( સ્વગત )—લખમીની ઓળખાણથી અહીં સુધી અવાયું તો ખરૂં !

**દેવેન્દ્ર**—કોણ ? મારી સત્યભામા ? ( દોડીને આલિંગન દે છે. ) પ્રિયે, તેં આ શું કર્યું ? મારા માટે તારો જીવ આટલા બધા જોખમમાં નાખ્યો ?

**સત્ય૦**—આપ મારે માટે સમસ્ત જનસમાજનો રોષ વહોરી લેવા તૈયાર થયા છો, ને મેં તો અમલદારોનો રોષ વહોરી લેવાની જ હિંમત માત્ર કરી છે. તેમાં વિશેષ શું કર્યું ?

**દેવેન્દ્ર**—એટલે ? અહીં આવવામાં તારો ઉદ્દેશ શો છે

**સત્ય૦**—આ બુરખો લાવી છું, તે ઓઢીને આપ જેલની બહાર નીકળી જાઓ. એક મિનિટ પણ જવા દેશો નહિ.

**દેવેન્દ્ર**—ને તું મારે બદલે અહીં રહીશ, એમ ?

**સત્ય૦**—હા. આપે એક વખત મારી યોગ્યતા આપની બરોબરીની ઠરાવ્યા પછી હું આપને બદલે બેસું એમાં હરકત શી ? આપના પવિત્ર નિવાસથી પાવન થયેલું આ સ્થળ મારે માટે એક તીર્થ છે. અહીં હું બહુ આનંદથી રહીશ.

**દેવેન્દ્ર**—અર્થાત્ તારા પ્રાણના મૂલ્યે હું મારો પ્રાણ ખરીદ કરૂં એમ કે ? સત્યભામા, હું હજી એટલો નિઃસત્ત્વ થયો નથી !

**સત્ય૦**—હું અહીં રહું તેથી મારા પ્રાણને જરા પણ ઇજા થવાની ધાસ્તી નથી.

**દેવેન્દ્ર**—પ્રત્યક્ષ ઇજા કદાપિ ન થાય, તોપણ પરિણામ તે જ થવાનું ! એ યમદૂતો તારા હાલહવાલ કરી મારા ઉપરનું વેર વાળે ! મૃત્યુના કરતાં પણ એ યાતના તો અતિશય ભયંકર !

**સત્ય૦**—તેમ થતાં પણ આપના પ્રાણ બચશે ખરા ને ? આપ મારા પ્રાણાધાર અને જીવનસર્વસ્વ છો. આપ સુખરૂપ હો એટલે હું ગમે ત્યાં પણ સુખરૂપ હોઉં જ ! એથી ઉલટું આપના પ્રાણને કંઈક સારૂંમાઠું થાય, તો હું જીવતી મુઆ જેવી જ છું, મારા પ્રભુ !

**દેવેન્દ્ર** ( સ્વગત )—અહાહા ! સત્યભામાના મારી ઉપરના નિર્મળ પ્રેમની આથી વિશેષ પ્રતીતિ શી જોઈએ ? ( પ્રકાશ )

દેવી ! સત્યભામા ! તને સત્ય વાત જણાવવામાં હવે કશી હરકત રહી નથી. તારા નિર્મળ પ્રેમનો આવો અકથ અનુભવ લેવા માટે મેં અત્યાર સુધી જ્યોતિષીનો વેષ લીધો છે, અને તે માટે તું મને ક્ષમા કરજે. હું જ્યોતિષી નથી, પણ જેનું ખૂન કરવાનો મારી ઉપર આરોપ મૂકાયો છે તે દેવેન્દ્ર હું જાતે જ છું ! મારા એક વાળને પણ ઇજા કરવાની કોઈની છાતી ચાલવાની નથી. હું મારૂં નામ જાહેર કરીશ કે તુર્ત જ કેદમાંથી છૂટીશ, એટલું જ નહિ, પણ આ કેદખાનામાંના તમામ કેદીઓ પણ છૂટશે. મારા મોઢાનું તાળું ઉઘડતાની સાથે આ તુરંગનાં ૹ તાળાં નકુચામાંથી ટપોટપ તૂટી પડશે ! અને હું કરડી નજર કરીશ તો આ તુરંગની ભીંતો પણ ખળભળી ઉઠશે !

**સત્ય૦** ( સ્વગત )—કારાગૃહવાસના દુઃખને લીધે આમના મગજમાં વિકાર થયો કે શું ? ( પ્રકાશ ) નાથ ! આપનું આ બોલવું સાંભળતાં મારી છાતી થર થર કંપે છે ! કૃપા કરીને આપ મગઝને શાન્ત રાખો. કોઈ સાંભળશે તો આપને ઉન્માદવાયુ થયો ગણશે !

**દેવેન્દ્ર**—હું કોઈની એવી પરવા કરતો નથી. પણ સત્યભામા, શું તને પણ એમ જ લાગે છે ?

**સત્ય૦**—આપની બુદ્ધિ સાગરના જેવી ગંભીર છે, અને આપનું ધૈર્ય મેરૂપર્વતના જેવું અડગ છે, તેમાં આટલા સંકટથી વિકાર થાય એ સંભવતું નથી. પણ આપ આ વિનોદ જ કરો છો એમ મને તો લાગે છે.

દેવેન્દ્ર—હું રાજા છું એ જ્યારે તને સત્ય લાગતું નથી ત્યારે બીજાને કેમ લાગશે ?

સત્ય૦—આપ રાજા તો શું પણ તેના કરતાંએ શ્રેષ્ઠ છો. રાજાની સત્તા માત્ર બાહ્યસૃષ્ટિ ઉપર જ ચાલે છે, ત્યારે આપની સત્તા તો મારી અન્તઃસૃષ્ટિ ઉપર પણ અબાધિતપણે ચાલે છે. પરચક્ર આવતાં રાજાનું સિંહાસન ડગમગવા લાગે છે, પણ આપ જે હૃદયસિંહાસન ઉપર વિરાજમાન થયા છો, તે મેરૂના જેવું અચલ છે, અને પરચક્રના ભયને વખતે ચલવિચલ થતું નથી, પણ ઉલટું વિશેષ દૃઢ થાય છે.

દેવેન્દ્ર—તો પછી મારા શબ્દ ઉપર તને વિશ્વાસ કેમ નથી ?

સત્ય૦—આપના શબ્દ ઉપર મને વિશ્વાસ ન હોય ? હજી પણ આપ એનું એ જ કહેશો ?

દેવેન્દ્ર—મારૂં સત્યકથન હું કેમ છોડી દઉં ? લોકોને સારૂં લગાડવા સારૂ શું હું જૂઠાનો સ્વીકાર કરૂં ? હું વેષધારી છું, એવી લોકોની ભૂલભરેલી સમજ ખરી થવા દઈને શું હું મૂર્ખતાથી મારા કુળના હક્ક અને નામ ઉપર પાણી ફેરવું ? હું નિર્દોષ છું એમ ઠર્યા પછી ન્યાયસભામાં એકત્ર થયેલા પ્રેક્ષકો પોતાની ધારણામાં નિષ્ફળ નીવડી નિરાશ થાય તેટલા માટે શું મારે મારા રાજ્યનું સ્વામીત્વ જતું કરવું ? મને ફાંસીએ લટકેલો જોઈ લોકોનાં નેત્ર તૃપ્ત થાય તેટલા સારૂ શું મારે મારા જન્મસિદ્ધ હક્કને તિલાંજલિ આપવી ?

સત્ય૦—આપના આવા બોલવાથી આપ વેષધારી છો, એવી લોકોની સમજ દૃઢ નહિ થાય ?

**દેવેન્દ્ર**—ફરી ફરીને લોકનું નામ મારે નથી સાંભળવું ! હું લોકોનો રક્ષક છું, લોક મારા રક્ષક નથી ! તેમણે મારી આજ્ઞા પ્રમાણે વર્તવું જોઈએ; હું તેમના હુકમને મારૂં માથું નમાવીશ નહિ !

**સત્ય૦**—પણ આપની વિરુદ્ધનો પુરાવો સબળ છે !

**દેવેન્દ્ર**—દેવી સત્યભામા, મારી વિરુદ્ધનો પુરાવો કેટલો અસત્ય અને નિ:સત્વ છે, તેની ઇમારત રેતીના કેવા કાચા પાયા ઉપર ચણાઈ છે, તે બીજાના કરતાં તું વધારે સારી પેઠે જાણે છે. કુવા પાસે લોહીનાં ટીપાં દેખાવાનું ને મારૂં આરામબાગમાં જવાનું કારણ તું જાણે છે, છતાં આમ ગભરાય છે કેમ ?

**સત્ય૦**—પણ જમાદારે આપને એનો ખુલાસો કરવાનું કહ્યું ત્યારે આપ મુંગા કેમ રહ્યા હતા ?

**દેવેન્દ્ર**—ત્યારે શું તે રાત્રિની સવિસ્તર હકીકત તેમને જણાવીને હું તારી ફજેતી કરૂં ? અને મારી સાથે તને પણ આવા હલકા આરોપમાં સંડોવું ?

**સત્ય૦**—તે રાત્રે કુવા પાસે હોવાની કબુલાત આપે આપી નહોત, તો બીજા પુરાવાને મજબુતી ન મળત.

**દેવેન્દ્ર**—સંકટથી ડરી જૂઠું બોલવું એ બાયલાપણું છે. ગમે તે થાય તોપણ મનુષ્યે મનને નબળું કરી સત્યાચરણથી વિમુખ કદી થવું ન જોઈએ. મેં આજ સુધી છુપા વિષે જે વંચના કરી તે ડરને લીધે નહિ, પણ પ્રેમપ્રાપ્તિની આશાથી

કરી છે. ભવિષ્યવાદી કવિ પ્રેમભક્તિએ કહ્યું છે કે,—

લોભાવે અપ્સરા, ત્હોય દૃઢ ને સ્થિર રહેવું,
ભલે અસત્યો હસે, રહી દૃઢ ને સ્થિર રહેવું.
ન્યાય, સત્ય ને દયા સદા ચે ધારણ કરવાં,
મૃત્યુ મળે કદાચ, નહીં મન કાચાં ધરવાં.
કાચું મન ! હા ! શબ્દ એહ તો ભીરૂ કેરો !
કાચું મન ! હા ! બોલ એહ તો ગુલામનો જો !
ધર્મ માર્ગ દાખવે ત્ય્હાં સુધી સ્થિર દૃઢ રહેવું,
પછી તો કરવી કુચ, ચિતામુખમાં ચે પડવું.

**સત્ય૦**—એ બધું સાચું, પરંતુ સરકાર તરફના પુરાવાની સાંકળ પૈકી એક કડી આપને બહુ ભારે થઈ પડે તેવી છે; અને તેથી જ મને બહુ ધાસ્તી લાગે છે.

**દેવેન્દ્ર**—તે કઈ ?

**સત્ય૦**—રાણીસાહેબે પોતાના પત્રમાં જણાવેલું છે, કે આપ આ શહેરમાં આવ્યા પછી એક અઠવાડીએ દેવેન્દ્ર મહારાજ પોતાના દરીઆમહેલમાંથી ગુમ થયા છે.

**દેવેન્દ્ર**—મને કોઈ ન ઓળખે તે માટે અમે જ એ એક યુક્તિ રચી હતી. પણ છેવટે તે મારે જ ગળે વળગી !

**સત્ય૦**—પરંતુ અધિકારીઓને લાગશે, કે આ વિચાર આપને પાછળથી સુઝ્યો !

**દેવેન્દ્ર**—અધિકારીઓને ગમે તેમ લાગે, પણ માતુશ્રી મને ઓળખ્યા વગર કેમ રહેશે ? વેષધારીનું કારસ્થાન જ વાસ્તવિક રીતે અમારૂં રચેલું છે. અને હું ગુમ થયો નથી, પણ સુરક્ષિત છું, એ માતુશ્રી મને ઓળખશે તેથી સ્પષ્ટ થશે.

**સત્ય૦**—વારૂ, પણ મારૂં નામ આપ્યું હોત, તો મારી ઉપર પણ આરોપ આવવાનો સંભવ હતો, એમ આપે કહ્યું, તે કેવી રીતે ?

**દેવેન્દ્ર**—બેશક, તેવો સંભવ ઘણે અંશે હતો. ખૂન જેવું કામ એકલાના હાથે થવા કરતાં બેના હાથે થવું વિશેષ સંભવિત મનાય. વળી તે રાત્રિ પછી તુર્ત જ–મળસ્કામાં જ આપણે સૌ આરામબાગમાં ગયાં, અને તારો ને મારો સ્નેહ સંધાયો છે, એ વાત પણ હવે કાંઈ ગુપ્ત રહી નથી. આ ઉપરથી મારી સાથે તારા ઉપર પણ વહેમ લઈ જવાનું એ લોકોને કારણ મળે.

**સત્ય૦**—ઠીક. હું જાઉં ત્યારે ? આપ આ બુરખો ઓઢીને બહાર નીકળી જવાની મારી વિનતિનો સ્વીકાર નહિ જ કરો કે ?

**દેવેન્દ્ર**—તે તો મેં તને પહેલાં જ કહી દીધું છે.

**સત્ય૦**—સ્વામિન્, આપનો આગ્રહ આપ છોડતા નથી ત્યારે આ સંબંધમાં મારાથી જે કાંઈ શકય હશે, તે સર્વ પ્રયત્ન હું એકલે હાથે જ કરીશ જોઈશ. પછી તો જેવાં મારાં ભાગ્ય ! ( જાય છે )

**દેવેન્દ્ર** ( સ્વગત )—સત્યભામાએ જતાં જતાં જે ઉદ્ગાર કાઢ્યા તેનો ભાવાર્થ શો હોવો જોઇએ ? ગમે તે હોય, પણ તેની દરેક કૃતિમાં સાચા પ્રેમનો પ્રોજ્જ્વલ પ્રકાશ જ દેખાશે, એ નક્કી. તેણે ગમે તે ઉપાય યોજવાનું ધાર્યું હોય, પણ તેની જરૂર પડતાં પહેલાં જ આ અટકાયતમાંથી મને મુક્ત થયેલો તે ઘણે ભાગે જોઈ શકશે. ( પડદો પડે છે. )

---

# અંક પાંચમો—પ્રેમની પરિસીમા.

## પ્રવેશ પહેલો.

[ ઇન્દુમતિ અને ભાનુપ્રસાદ : ઇન્દુમતિનું ઘર. ]

**ભાનુ૦** ( સ્વગત )—કેવું આશ્ચર્ય કે સત્યભામાએ થોડા જ વખતમાં દેવેન્દ્ર મહારાજનું મન આટલું બધું ફેરવી નાંખ્યું! મારી ને તેમની આટલાં વર્ષોની મિત્રતા છતાં તેમણે મારૂં કહેવું બિલકુલ માન્યું નહિ ! એ કલાબાજ છોકરીનું કોઈ એવું છિદ્ર મને નહિ મળી આવે, કે જેવડે હું મહારાજનું મન તેના વિષે કલુષિત કરી શકું ? ( પ્રકાશ ) ઇન્દુમતિ, શંકરલાલ શાસ્ત્રીના ઘરની કોઈ પણ છોકરી જ્યોતિષીના મોહમાં ન પડે તે માટે તેં બરાબર દેખરેખ રાખી હતી કે ?

**ઇન્દુ૦**—રાખી હતી; પણ તેનું શું છે, વ્હાલા ?

**ભાનુ૦**—સત્યભામાએ તેને વશ કરી લીધો છે. તેં એની છેક ઉપેક્ષા કરી જણાય છે.

**ઇન્દુ૦**—એ આરામબાગના એકાન્તનિવાસનું પરિણામ હશે!

**ભાનુ૦**—કદાચ તેમ પણ હોય ! પરંતુ જે એક મુખ્ય શરતે આપણા વિવાહનું નક્કી થયું છે, એ શરત અજાણતાં

પણ આ પ્રમાણે તુટવાથી તે ફરીથી પાર પાડવાની આપણી બન્નેની ફરજ છે.

ઇન્દુ૦—એક દંપતીનો સંયોગ થવા માટે બીજાનો વિયોગ થવાની જરૂર થોડી જ હોય છે ?

ભાનુ૦—આ પ્રસંગમાં તો તે ખાસ આવશ્યક છે. એ છોકરીના એ કરતુકને લીધે મારી બધી બાજી ઊંધી વળવાનો પ્રસંગ આવે છે.

ઇન્દુ૦ ( સ્વગત )—ખૂની મનુષ્ય ઉપર સત્યભામાંનો સ્નેહ થયો, એ અલબત્ત સારૂં ન થયું. પણ તેનો સ્વભાવ એવો એકનિષ્ઠ છે કે જ્યાં સુધી જ્યોતિષી તેની સાથે એકનિષ્ઠ રહેશે ત્યાં સુધી સત્યભામાનું મન બ્રહ્માથી પણ બદલી નહિ શકાય.

ભાનુ૦—કાં, વિચાર શાનો કરે છે ?

ઇન્દુ૦—આપની બગડેલી બાજી સુધારી શકાય તેમ છે કે નહિ, તેનો.

ભાનુ૦—એટલે તેની રંગમાં આવેલી બાજી ઉલટાવી શકાશે કે નહિ, તે વિષેનો જ ને ? મળી આવે છે કાંઈ યુક્તિ ?

ઇન્દુ૦—બીજું તો કાંઈ નથી જાણવામાં, પણ સત્યભામા પર્વતરાય પાસે કાલે ગઈ હતી, એમ તેના કહેવાથી મને જણાયું છે.

ભાનુ૦—એમ ? પણ તે શા માટે તેની પાસે ગઈ હતી તેની કાંઈ ખબર મળી છે ?

ઇન્દુ૦—જ્યોતિષી માટે બે શબ્દ કહેવા ગઈ હશે બિચારી !

ભાનુ૦—તેના જવામાં ભલે ગમે તે હેતુ હોય, પણ તે ત્યાં ગઈ હતી, એટલી જ બીના બસ છે.

ઇન્દુ૦—પણ તેણે કહેલી વાતનો આપણે તેની જ વિરુદ્ધ ઉપયોગ કરીએ, તો વિશ્વાસઘાત કર્યો ન કહેવાય ?

ભાનુ૦—પરિણામે તેનું જ કલ્યાણ થવાનું હોય, તેવા કાર્યમાં તે વાતનો ઉપયોગ કરવામાં વિશ્વાસઘાત શાનો ?

• ઇન્દુ૦—આપ સત્યભામાના હિતાર્થે તેનો ઉપયોગ કરવા ધારો છો ?

ભાનુ૦—ત્યારે શું ? ( સ્વગત ) આની સાથે વધારે વાત કરવાથી બોલવામાં તે સપડાવશે કદાચ, માટે હમણાં તો મારે કામે ચાલ્યો જાઉં. ( પ્રકાશ ) પ્રિયે, હમણાં મારે બહુ અગત્યના કામે જવાનું છે માટે જાઉં છું. પછી તને બધી વાત કહીશ. ( જાય છે. )

ઇન્દુ૦ ( સ્વગત )—મેં મોટી ભૂલ કરી. એમને સત્યભામાની વાત કરી ન હોત તો સારૂં હતું. તેમણે તેના કલ્યાણની વાત કહી, પણ એકંદર બોલવા ઉપરથી મને તેમનો રંગ આજ કંઈ જુદો જ લાગે છે. જે બન્યું તે ખરૂં. મારી આ ભૂલનું પરિણામ બિચારી સત્યભામાને દુઃખરૂપ ન થાય તો બસ. જેનું કોઇ નથી તેનો પ્રભુ તો છે જ ! ( જાય છે. )

---

# પ્રવેશ બીજો.



[ વસંતરાય અને સત્યભામા : આરામબાગમાં ]

**વસંત** ( સ્વગત )—તે દિવસે જ્યોતિષીને કેદ કર્યો, ત્યારે સત્યભામાએ જે એકનિષ્ઠતા દર્શાવી, ત્યારથી મારૂં મન તેના ઉપર ચોંટી રહ્યું છે, અને અંગમાં તનમનાટ થઇ રહ્યો છે કે તેને ક્યારે મળું, ને મારો મનોભાવ જણાવું ! એટલામાં સારૂં થયું, કે તેણે જ મને મળવા આવવાનું કહેવરાવ્યું. તે મારે ત્યાં આવે તેના કરતાં હું જ આરામબાગમાં જઈ તેને મળું તો તેને સારૂં લાગે, એવા વિચારથી મેં તેને મારે ત્યાં આવવાની ના કહેવરાવી, ને હું જ અહીં આવ્યો છું. મારી ધારણા પ્રમાણે તે કબૂલ થાય, તો પછી તરંગિણી કે ઇન્દુમતિ બધાં ઝખ મારે છે. આની એકનિષ્ઠતા આગળ તે શા લેખામાં છે ?

**સત્ય૦** ( પ્રવેશ કરીને )—વસંતરાયજી, આપે અહીં પધારવાની તસ્દી લીધી, તેથી બહુ ઉપકાર થયો. મારે મારૂં દુઃખ નિવેદન કરવા સારૂ આપની પાસે આવવું હતું.

**વસંત૦**—સત્યભામા, પેલા જ્યોતિષીને અમે કેદ કર્યો ત્યારે તેં આક્રંદ કર્યું હતું, તે જોઈ મારૂં મન તારા પ્રત્યે બહુ લાગી રહ્યું છે. તારૂં હૃદય કેવું એકનિષ્ઠ ! નહિ તો જો

તરંગિણી ! જે દિશાનો વાયરો વાય તે તરફ જવા તે હમેશાં તૈયાર ! તેનો પ્રેમ તો પવનની સાથે જ બદલાય ! જ્યાં સુધી દેવેન્દ્રને રાજ્ય મળવાની ખાત્રી હતી, ત્યાં સુધી તેને નજરે જોયા વગર કે તેના ગુણદોષ જાણ્યા વગર જ દેવેન્દ્ર ઉપર તેની પ્રીતિ થઈ હતી. પણ એનો વધ થતાંની સાથે જ તેના ઉપરની તેની પ્રીતિ ઉડીને એકદમ મારા ઉપર ચોંટી ! તેમ જ મારૂં કાંઈક સારૂંમાઠું થાય, તો મારી પાછળ આ રાજ્યનો જે વારસ થાય, તેના ઉપર તે ચોંટ્યા સિવાયં રહે નહિ ! તેના પ્રેમવૃક્ષને ઉછરવા માટે વૈભવની હવા ને સંપત્તિની ગરમી જોઈએ છે. કારાગૃહ જેવી અંધારી અને ઝુંપડી જેવી સંકૂચિત જગામાં એના પ્રેમવૃક્ષની વૃદ્ધિ થવાનો અવકાશ જ મળતો નથી ! સત્યભામા, તારો પ્રેમ તેથી ઉલટો–અચલ છે. તેનો પ્રેમ રાજાની પાછળ પાછળ ભમે છે, ત્યારે તારો પ્રેમ હમેશાં તારા પ્રિયતમને જ વળગી રહે છે. તેને રાજા પોતાનો સ્વામી લાગે છે, ને તને તારો પ્રિયતમ રાજા લાગે છે. તારો પ્રિયતમ રાજમહેલમાં હોય કે કંગાલ ઝુંપડીમાં હોય, સુખમાં હોય કે દુઃખમાં હોય, પણ તારો પ્રેમ તેને કદી એકલો રહેવા દેતો નથી. છેવટે તેને ફાંસીએ લટકાવવામાં આવે, તોપણ તારો પ્રેમ તેના આત્માની સેવા કરવા સ્વર્ગમાં પણ જાય, એમાં બિલકુલ શંકા નથી. સત્યભામા, મને તારા પ્રિયતમની અન્તઃકરણથી દયા આવે છે !

**સત્ય૦**—વસંતરાયજી, આપને મારા પ્રેમ વિષે આટલો આદર છે, તો એ મારા પ્રેમીને બચાવવાની આપ કૃપા નહિ કરો ?

**વસંત૦**—સત્યભામા, એનો ગુનોહ બહુ ભયંકર છે. મારા મામા દેવેન્દ્ર મહારાજને હજી આ જગતના સુખનો યત્કિંચિત્ અનુભવ થયો નહોતો–અરે સુખનો પ્યાલો હાથમાં લઈ હોઠ આગળ ધરતાં પહેલાં જ તારા સ્વામીએ બલાત્કારે તે તેના હાથમાંથી ખૂંચવી લીધો. અને તેમ કરતાં તેનો વધ પણ કર્યો, એ અપરાધ શું નાનો ગુનો છે.?

**સત્ય૦**—તેઓ અપરાધી હોય એ વાત તો મને સ્વપ્ને પણ સાચી નહિ લાગે.

**વસંત૦**—આશક અને માશૂક પરસ્પરના સૌન્દર્યથી મુગ્ધ થઈને એક વખત પ્રેમપાશમાં બંધાયાં, એટલે તેમને એક બીજાનું જીવન પણ એ સૌન્દર્યને સમરૂપ કેવળ વિમળ જ દેખાય છે. પરસ્પરનાં નયનબાણવડે સખ્ત ઝખમી થવાનો તેમને અનુભવ હોય છે, અને તે છતાં પણ એમાંના એકને હાથે થયેલું મનુષ્યવધના જેવું મહાન્ દુષ્કર્મ પણ તેમને શક્ય જ લાગતું નથી ! સત્યભામા, તારા પ્રિયતમ ઉપરના તારા અચલ પ્રેમ અને વિશ્વાસ માટે મને આદર છે; પણ તેથી તેના ગુનાહ વિષેનો મારો મત હું ફેરવી શકતો નથી.

**સત્ય૦**—ગુનોહ એમણે કર્યો નથી એ વાત તો પૂરેપૂરી સાચી છે, છતાં તેમણે ગુનોહ કર્યાનું ઘડીભર માનીએ,

તોપણ, એ ગુનાહની તદ્દન માફી આપવાનો આપને અધિકાર છે.

**વસંત૦**—એ મુકર્દમાનો નીકાલ થતાં સુધી મને કોઈ પણ પ્રકારનો અધિકાર પ્રાપ્ત થવાનો નથી, એ તું ભૂલી જાય છે. વળી અધિકાર ન હોય તોપણ રાણી સાહેબ પાસે મારૂં એટલું માન છે, એમ તું કહીશ. પણ તેનો ઉપયોગ હું આવે પ્રસંગે કેમ કરી શકું? 'આપના પુત્રનું નિર્દયપણે ખૂન કરનારનો અપરાધ માફ કરો' એમ તેમને મારે કહેવું? સત્યભામા, મારી જીભથી જેનો ઉચ્ચાર થવો ન જોઈએ, અને તેમના કાનથી જેનું શ્રવણ થવું ન જોઈએ, એવી આ અસ્વાભાવિક ને ઉલટી વિનતિ હું તેમને કરૂં, તો હું પણ ખૂનીની સાથે શામિલ છું, એવો સંશય તેમને ન આવે કે? આ ખૂન થવાથી સર્વ કરતાં વધારે લાભ મને જ થયો છે. તારા પ્રિયતમે ખડ્ગવડે દેવેન્દ્રનો જીવ લઈને મારી ઉન્નતિનો માર્ગ ખુલ્લો કર્યો છે. તેણે દેવેન્દ્રનું લોહી છાંટીને મારા રાજ્યારોહણ સમયના સંમાર્જનની જાણે પૂર્વથી તૈયારી કરી મૂકી છે! આવા બારીક પ્રસંગે મારે બહુ સાવધાની રાખવી જોઈએ. તેમાં વળી હું પોલીસ ખાતાનો ઉપરી આ પ્રસંગે હું જ કેવળ ચૂપ રહું તો બનેલા બનાવથી મને દુઃખ થવાને બદલે ઉલટો અંતરમાં આનંદ થાય છે, એમ લોકો તર્ક કરે, ને બહુ શોક કરૂં તો ઢોંગ કરૂં છું એવું અનુમાન બાંધે. આવા કટાકટીના વખતે ખૂનના ગુનેહગાર વિષે હું એક અક્ષર પણ બોલું, તો તેનો લોક ઉલટો જ અર્થ કરે કે નહિ? તું જ વિચાર.

**સત્ય૦**—ત્યારે આપ મને કંઈ મદદ નહિ કરી શકો ?

**વસંત૦**—તને મદદ કરવા હું તૈયાર છું, અને તે માટે રાણીસાહેબનો તેમ જ પ્રજાનો સંશય કે કોપ પણ મારા ઉપર ખેંચી લેવા તૈયાર છું; પણ તે બધું એક શરતે !

**સત્ય૦**—આપ જે શરત કહો તે મારે કબૂલ છે. આપ મારો પ્રાણ માગશો તો તે કાઢી આપવાને પણ હું તૈયાર છું. કોઈ પણ ઉપાયે તેમનો પ્રાણ બચાવવા મારી પ્રાર્થના છે.

**વસંત૦**—તારા પ્રાણ જેવી અમૂલ્ય બખ્શિશની મને આકાંક્ષા નથી. મારી ભૂખ બહુ જ થોડી છે. તારો પ્રિયતમ છુટયા પછી તારે મારી પત્ની થવાનું કબૂલ કરવું, એટલી જ મારી ઇચ્છા યા શરત છે. તારો અચલ પ્રેમ મેં જ્યારથી જોયો છે, ત્યારથી તે મેળવવાની મને એક સરખી લગની લાગી રહી છે !

**સત્ય૦** (સ્વગત)—અફસોસ ! જ્યાં ત્યાં મનોવિકારની અધમતાનું જ સામ્રાજ્ય ! (પ્રકાશ હું તેમની ઉપરના મારા પ્રેમને આપના તરફ વાળું તો પછી તેનું અચલપણું રહ્યું ક્યાં ? અને પછી આપની દૃષ્ટિએ તેની યોગ્યતા પણ શી રહી ? આપે મારા અચલ પ્રેમનું અત્યારસુધી જે વર્ણન કર્યું તે તમામ શું નિરર્થક ? મારા શુષ્ક પ્રેમથી આપની તૃષા કેમ છીપશે ?

**વસંત૦**—સત્યભામા, દેવેન્દ્રની રાજ્યલક્ષ્મી મળવાથી મને જેટલો આનંદ થાય છે, તેનાથી સો ગણો આનંદ તારો

પ્રેમ મળવાથી થશે. પછી એ પ્રેમ શુષ્ક હોય કે ગમે તેવો હોય તેની કશી ફીકર નહિ!

**સત્ય૦**—એવા લૂખા પ્રેમવડે જ જો આપનું સમાધાન થતું હોય, તો તરંગિણી બહેનની પાસે માગણી કેમ કરતા નથી?

**વસંત૦**—એટલા જ માટે કે તરંગિણીનો પ્રેમ મારા રાજ્ય ઉપર થવાનો, મારી જાત ઉપર નહિ.

**સત્ય૦**—ત્યારે હું પણ આપને સત્ય કહું છું કે મારો પ્રેમ પણ આપના ઉપર કદાપિ થવાનો નથી.

**વસંત૦**—સત્યભામા, તું જો મારી અર્ધાંગના થશે, તો તારા ચરણમાં મારૂં સર્વસ્વ ધરવા હું તૈયાર છું. તારી ક્ષણિક ઇચ્છા પુરી પાડવા માટે હું મારા અવિનાશી સુખને પણ તિલાંજલિ આપવાનું વચન આપું છું.

**સત્ય૦**—વસંતરાયજી, આપનું બોલવું કેટલું વિપરીત છે! મારો રાજ્યલક્ષ્મી ઉપર બિલકુલ મોહ નથી, એ જાણવા છતાં આપ મારા પગ આગળ આપનું સમસ્ત રાજ્ય અર્પણ કરો છો! અને મારા પ્રિયતમ પ્રભુ ઉપર મારો અચલ પ્રેમ છે, એ જાણવા છતાં આપ તેને ચલાયમાન કરવાનો પ્રયત્ન કરો છો! કેવું વિપરીત

**વસંત૦** (સ્વગત)—આ સામદામથી કાંઈ ન સમજી, માટે હવે દંડનું સ્વરૂપ દર્શાવવું પડશે. (પ્રકાશ) મારી આ વિનતિ સ્વીકારવાની તું ના કહે છે, તે ઉપરથી, તારૂં અનિષ્ઠ કરવાનું મારા હાથમાં કેટલું જબરૂં સાધન છે, તેની તને હજી

કલ્પના પણ થઈ લાગતી નથી. તારો પ્રિયતમ યોગ્ય સમયે ફાંસીએ લટકશે જ, પરંતુ તેની પાછળ તારા પણ હાલહવાલ થશે, એ તું જાણતી નહિ હોય! વધુ તો હું શું કહું, પણ તારો પણ તેમાં જ અંત આવશે. હું જેટલો પ્રેમાળ છું તેટલો જ ખુનસવાળો છું, સમજી કે?

**સત્ય૦**—મારા સ્વામીની પાછળ મારો જલદીથી અંત આવે એ મને બિલકુલ અપ્રિય નથી, પણ ઉલટું અધિક પ્રિય છે. આપના આ બોલવા ઉપરથી એમ સમજાય છે કે પ્રેમનું સાચું સ્વરૂપ જ આપ સમજતા નથી. આપના કોપથી તો અપકાર નહિ, પણ ઉલટો મારા ઉપર ઉપકાર થશે! આપે આપનો પોતાનો સ્વભાવ પણ હજી બરાબર ઓળખ્યો જણાતો નથી. વાસ્તવિક જોતાં આપને સાચા સ્નેહનો ગંધ સરખો નથી.

**વસંત૦**—ઠીક છે, જોઉં છું હવે કોણ સાચું ઠરે છે તે!

(જાય છે.)

**સત્ય૦** (સ્વગત)—આ હરામીની પત્ની થઈને વ્હાલાનો પ્રાણ બચાવવો, અથવા તો વ્હાલા ઉપરનો પ્રેમ કાયમ રાખીને તેમની સાથે પ્રાણનો ભોગ આપવો! કાં તો જીવ બચાવીને શિયળ ઉપર પાણી મૂકવું, અને નહિ તો શિયળ સાચવીને જીવન નષ્ટ કરવું! આવી નિર્લજ્જ શરતનો ઉચ્ચાર કરતાં પણ તેની જીભ કેમ ઉપડી હશે! એક વખત શિયળ

ગયા પછી પ્રાણની કિંમત શી રહી ? અને મારા પ્રિયતમ પણ શિયળની કિંમત આપીને વેચાણ લીધેલું શરમાવનારૂં જીવિત સ્વીકારશે ? કદી નહિ. જે જીવિતમાં યમયાતના કરતાં પણ ભયંકર વેદના થાય, તે જીવિત મૃત્યુના કરતાં પણ દુઃસહ છે ! ઉલટું શિયળનું રક્ષણ કરતાં મરણ આવે, તો શુભ્રકીર્તિયુક્ત જીવન બીજાને માર્ગદર્શક થઈ, નિરામય અને અવિનાશી થઈ યાવચ્ચંદ્રદિવાકરૌ સ્થિત રહેશે. શિયળના રક્ષણને માટે વ્હાલાની સાથે ફાંસીએ લટકવું પડે, તો તે વિવાહસૂત્રથી બદ્ધ થવા માટે વરમાળ પહેરવા કરતાં પણ વિશેષ મંગળ છે. પણ નીચ વાસનાઓથી ભરેલા આના જેવા મળના કીડાને એ ક્યાંથી સમજાય ? વિષયસુખ એ જ જેના ઐહિક કર્તવ્યની પરમાવધિ ! પોતાના સુખને માટે બીજાને દુઃખ દેવું, પોતાના સ્વાર્થ માટે બીજાને ગમે તેટલું નુકસાન કરવું, એ જ જેનો ધર્મ ને લક્ષણ ! અને 'પરમાત્માથી અભિન્ન કોઈનું અસ્તિત્વ નથી' એ સત્યને બદલે 'પોતાના સિવાય બીજો પરમાત્મા નથી' એવું જેનું ઉલટું તત્વજ્ઞાન ! એવા નર પશુને ઈશ્વરની કે આત્માની ઉચ્ચ કલ્પના ક્યાંથી હોય ? આ નરપશુ પ્રજારક્ષક પોલીસખાતાનો ઉપરી હમણાં પ્રજાનું ભક્ષણ કરે છે, ને હવે આ રાજ્યનો અધિપતિ થઈને પ્રજાની નીતિ સુધારશે ! અને પેલા પર્વતરાય પ્રજાનો ન્યાય તોળવાના ! જે રાજ્યની લગામ આવાઓના હાથમાં હોય, તે રાજ્યમાં કુલીન ને આબરૂદાર સ્ત્રીપુરુષોથી સુરક્ષિત

રહી શકાય શી રીતે ? આ કાલભુજંગનું વર્તન અને ભાષણ જેમ વિષમય છે, તેમ તેની દૃષ્ટિ પણ એટલી ઝેરી છે કે તે દૃષ્ટિપાતની સાથે જાણે શરીર ઉપર વિષનો વર્ષાવ થયા જેવું લાગે છે ! આવી દૃષ્ટિથી સંતપ્ત ને અપવિત્ર થયેલું મારૂં શરીર મારા પ્રિય સ્વામીની સ્નિગ્ધ દૃષ્ટિનું સિંચન થયા સિવાય પાવન અને શાન્ત થવાનું નથી. પ્રાણવલ્લભ ! આવા કામાન્ધ પશુ જેમ જેમ મારી નજરે વિશેષ પડે છે, તેમ તેમ આપના ઉપરનો મારો આદર વૃદ્ધિ પામતો જાય છે. પણ, પ્રાણેશનો છુટકારો હવે કેવી રીતે થાય ? છેલ્લો આ ઉપાય ધાર્યો હતો, તે પણ આમ ઉલટો જ ઉતર્યો ! ફિકર નહિ. હજી છેલ્લામાં છેલ્લો અજમાવવા જેવો એક ઉપાય મારી પાસે છે. તેમાં કોઈની સલાહ કે મદદની જરૂર પડે તેમ નથી. હું તેમાં કેટલે અંશે ફતેહમંદ થઈશ તે તો પરમાત્મા જાણે ! જો એમાં મને ફતેહ નહિ મળે તો તેમનું અમંગળ જોવા હું જીવવાની નથી, એ મારો દૃઢ નિશ્ચય છે !

( જાય છે. )

---

## પ્રવેશ ત્રીજો.

[ વસંતરાય અને વાઘજી : વસંતરાયનું દીવાનખાનું. ]

**વસંત૦**—જમાદાર, તમારો રામજી હોંશિયાર જણાય છે. આરોપીને આપવા સારૂ ભાનુપ્રસાદે આપેલી ચિઠ્ઠી તેણે પોતાની પાસે રાખી લઈને આપણને પહોંચાડી. એ ચિઠ્ઠી

ઉપરથી જાહેરાતનો અને દેવેન્દ્ર મહારાજના ખૂનનો સંબંધ સ્પષ્ટ મળી આવે છે.

**વાઘજી**—ઈ હુંશીઆરી મારા દીકરાની નંઈ સાહેબ. કેદી પાંહે કોણ કોણ આવે સે ને હું વાતશીત કરે સે, ઈ બરાબર ધ્યાનમાં રાખવા હારૂ તો મેં એને ન્યાં રાખ્યો સે.

**વસંત૦**—બહુ સારૂં કર્યું. આ ચિઠ્ઠી ઉપરથી ભાનુપ્રસાદ આરોપીનો જીવજાન મિત્ર હોવાનું જણાય છે, અને "પંચનાદ"-માંની જાહેરાત તેણે લખેલી એમ તેના અસલ લખાણના તથા આ ચિઠ્ઠીના અક્ષરો ઉપરથી ખાત્રી થાય છે. જાહેરાત આપનારનો પત્તો ન મળે, તેટલા માટે વર્તમાનપત્રના મેનેજરને તે મળ્યો સુદ્ધાં નથી. પરંતુ આગળ પાછળનો વિચાર ન કરતાં ગરબડમાં લખેલી આ ચિઠ્ઠીથી તે આખરે સપડાઈ ગયો ! જાહેરાતમાં થાપણનો લાભ રાજકુલીનને મળવાનું જણાવેલું છે તે દેવેન્દ્ર મહારાજને લાલચ બતાવીને આકર્ષી લાવવા સારૂં જ. હવે આરોપીનો જવાબ લેવાની જરૂર છે; અને તેના જવાબ ઉપરથી મારા આ અનુમાનને ટેકો મળે એટલે એ મસ્તકશાસ્ત્રીને પણ પકડી કબજે કરવો. જમાદાર, આરોપીના ઓરડામાંથી કુવા સુધી લોહીનાં ટીપાં જોવામાં આવ્યાં તે વિષે તમારો તર્ક શો થાય છે ?

**વાઘજી**—સાહેબ, મને લાગે સે કે કુવા પાંહે ઈ ખૂન થયું હશે. થાપણ કુવામાં મૂક્યાનું કઈ મારાજને ન્યાં લઈ આ હોય, ને ઈ કુવામાં જોવા આ હોય એટલે સરો ખોહી

દીધો હોય ડોકમાં! ને પસે ન્યાંથી મારાજને આરોપીના ઓરડામાં લઈ ગ્યા હશે.

**વસંત૦**—ઓરડામાં લઈ જવાનું કારણ શું હોવું જોઈએ?

**વાઘજી**—લુગડાં ને ઘરેણાં કાઢી લેવાં ઈ!

**વસંત૦**—તમારૂં અનુમાન ખરૂં માનીએ તો પ્રેત ત્યાંથી પાછું લાવતાં લોહીનાં ટીપાંની બીજી નિશાની થવી જોઈએ કે નહિ?

**વાઘજી**—પેલી જ ધારે ધારે લઈ ગ્યા હોય!

**વસંત૦**—ટીંપાંની એ ધાર આગગાડીના પાટા જેવી થોડી જ છે કે પાછા ફરતાં બરાબર તેની ઉપર થઈને જ જવાય! મને તો એમ લાગે છે, કે ખૂન ઓરડામાં થયેલું હોવું જોઈએ, અને ત્યાંથી લાશને કુવામાં નાખવા સારૂ આણેલી હોવી જોઈએ. તમે એ કુવામાંનું બધું પાણી ઉલેચી જોવરાવ્યું કે?

**વાઘજી**—પાણી ને બધો ગાળ પણ કઢાવી જોયો, પણ એમાંથી મડદું નીકળ્યું નંઈ. પસે કવાની હરમાં થઈને હેઠે હરગમાં ગ્યું હોય તો બલા જાણે!

**વસંત૦**—જમાદાર, નીચે તો સ્વર્ગ નહિ, પણ પાતાળ હોય છે.

**વાઘજી**—બોલતાં ભૂલ્યો, સાહેબ! એક રાજપુતર પતાળમાં ગ્યો ને ન્યાંથી હરપ એને ઉપર લાવ્યા, એવી કથા મેં એક દી હાંભળીતી, ઈ મને હાંભરી આવી આ ટાણે!

**વસંત૦**—શાસ્ત્રપુરાણનું સ્મરણ હમણાં રહેવા દો જ્યાં હોય ત્યાં! અત્યારે તો આપણું આ પુરાણ જ ઉકેલો ને!

વારુ, લાશનું શુ કર્યું હશે ? એમાં તમે શું ધારોછો, જમાદાર ?

**વાઘજી**—કુવામાંનાં દેડકાં ને માસલાં ખાઈ ગ્યાં હશે !

**વસંત૦**—તમારી બધી કલ્પના મૂર્ખતાભરેલી છે. મારું અનુમાન તો એમ થાય છે, કે લાશને શ્મશાનમાં લઈ ગયેલા હોવા જોઈએ.

**વાઘજી**—સાહેબ, મડદું રાતે ને રાતે મહાણમાં લઈ ગ્યા, એમ આપનું ધારવું સે ?

**વસંત૦**—એમાં શું ? તમે નહોતા ગયા તે જ રાતે શ્મશાનમાં ?

• **વાઘજી**—ઈ વાત નોખી હતી, સાહેબ.

**વસંત૦**—પણ આ બાબતનો તમારે ચોક્કસ પત્તો મેળવવો પડશે.

**વાઘજી**—રાતે મડદું જોવા હું મહાણમાં જાઉં તો મારું જ મડદું હમજી લેવું, સાહેબ તમારે !

**વસંત૦**—રાતના શોધ શી કરવાના છો કપાળ તમારું ? દિવસે જ કરવાની.

**વાઘજી**—દીની ? તો તો ફકર નંઈ.

**વસંત૦**—વારુ, ત્યારે તમારે એટલું કરવાનું. તમે જાઓ હવે. હું જાઉં છું બીજી તપાસ માટે. તમને સોંપેલું કામ બહુ ચોકસાઇથી કરવાનું છે, સમજ્યા કે જમાદાર ? (જાય છે.)

**વાઘજી** (જતાં સ્વગત)—મહાણમાં મડદાં જોવા તે કોણ એનો બાપ જાવાનો સે ? ઉપરી ર્યા એટલે મોઢે હાજી હાજી કરવું પડે ! (જાય છે.)

---

## પ્રવેશ ચોથો.



[ કેદખાનામાં : દેવેન્દ્ર અને ભાનુપ્રસાદ. ]

**ભાનુ૦** ( સ્વગત )—સત્યભામાની વિરુદ્ધ કહેવા જેવું તેનું છિદ્ર બીજું તો કાંઈ ન મળ્યું, પણ ઇન્દુએ આપેલી બાતમી ઉલટા સ્વરૂપમાં દેવેન્દ્ર મહારાજને જણાવી તેમનું મન તેના વિષે કલુષિત કરવું એ એક ઉપાય મને જડયો છે. મહારાજનો વિચાર એવો દૃઢ થયો જણાય છે કે તે બીજી કોઈ રીતે ફરે તેમ લાગતું નથી. માત્ર સત્યભામાના ચારિત્ર્ય ઉપર કંઈક કલંક આવે તો જ તેઓ વળે, ને મારી લક્ષ્મી બહેનને રાજરાણી બનાવવાની મારી આન્તર ઉમેદ પાર પડે. ( દેવેન્દ્રની પાસે જઇને પ્રકાશ ) મહારાજ, મારૂં માનો કે ન માનો પણ સત્યભામાની ચાલ શંકાસ્પદ જણાય છે.

**દેવેન્દ્ર** ( કાને હાથ દઇને )—ભાનુ, આ તું બોલે છે, માટે જ હું સાંભળી લઉં છું. તારી જગાએ બીજો કોઈ આવું બોલ્યો હોત, તો તેની જીભ જ ખેંચી કાઢત !

**ભાનુ૦**—મોઢું બંધ કરવાનું એ સર્વોત્તમ સાધન છે !

**દેવેન્દ્ર**—ભાનુ, છેક આવું તું શા ઉપરથી બોલે છે ?

**ભાનુ૦**—તે દિવસે શિવાલય પાસે મેં પેલો રંગીલો ડોસો બતાવ્યો હતો, એ આપના સ્મરણમાં છે કે ?

**દેવેન્દ્ર**—હા. એ તો ન્યાયાધીશ છે.

**ભાનુ૦**—સત્યભામા કાલે તેની પાસે ગઈ હતી.

**દેવેન્દ્ર**—પણ તેથી શું થઈ ગયું? ગઈ હશે મારા માટે બે શબ્દ કહેવા.

**ભાનુ૦**—પ્રેમ આંધળો કહેવાય છે, તે તદ્દન સત્ય. પ્રેમી મનુષ્યને પોતાના પ્રેમપાત્રના પર્વત જેવા મોટા દોષો પણ દેખાતા નથી!

**દેવેંન્દ્ર**—અને વિરોધી માણસને પર્વત જેવડા ગુણ પણ દેખાતા નથી! તેથી તે પણ આંધળો જ કહેવાય!

**ભાનુ૦**—આપને જે ગુણ દેખાયા હોય તે ખરા! મને તો તેનામાં આપ માનો છો તેવી કાંઈ વિશેષતા દેખાતી નથી.

**દેવેન્દ્ર**—ભાનુ, જ્યારે મને પકડવામાં આવ્યો, ત્યારે તે બિચારી એ બનાવથી આભી જ બની ગઈ, ને મૂર્ચ્છિત થઈને પડી ગઈ હતી. તું જો તે સમયે ત્યાં હાજર હોત તો તને તેના મારા ઉપરના શુદ્ધ પ્રેમની પ્રતીતિ થઈ હોત.

**ભાનુ૦**—તે ભાગીરથીની તાલીમનું પરિણામ, મહારાજ! ઢોંગધતુરા કરવામાં તે તરંગિણીના કરતાંએ વધી કહેવાય!

**દેવેન્દ્ર**—ભાનુ, તું આ શું બોલે છે? તારી મતિ છેક જ ફરી કેમ ગઈ છે? પહેલાંનો ભાનુ ને અત્યારનો ભાનુ બન્ને છેક જ ભિન્ન કેમ? મારા શબ્દ ઉપર શંકા સરખી પણ કદી ન કરનાર ભાનુ તે મારા દરેક શબ્દની વિરુદ્ધ? મારે બદલે જાતે જ અહીં કારાગૃહમાં બેસીને તે મને મુક્ત કરવા

આવી હતી. તેના એ સાહસને પણ તારૂં ચિત્ત તો ઢોંગ-ધતુરામાં જ ગણી કાઢે ! એ પ્રમાણે તું તેના દરેક કાર્યને વિકૃત દૃષ્ટિથી જુએ તો તો તેનો મારી ઉપરનો પ્રેમ પણ નિઃસત્ત્વ જ ઠરે !

**ભાનુ૦**—મહારાજ, હું આપનાથી ઉલટા વિચાર દર્શાવું છું તે માટે મને ક્ષમા કરશો; પણ એ વાતનો નિર્ણય આપને જ મુખે આવી ગયો કહેવાય !

**દેવેન્દ્ર**—વાહ ! વાહ ! ભાનુ, તેં બહુ સારો અર્થ શોધ્યો મારા કહેવાનો ! પણ ધીરજ રાખ; આમ અધીરો ન થા. આ કેસની સુનાવણી વખતે જ તેના નિર્મળ પ્રેમની પુરેપુરી પરીક્ષા થશે; અને તારા જેવા વિરુદ્ધ મત બાંધી બેઠેલા દુરાગ્રહી મનુષ્યનો દુષ્ટ ગ્રહ પણ બદલાતાં વાર નહિ લાગે !

**ભાનુ૦**—એવું ભારે પ્રમાણ તે શું મળવાનું છે ?

**દેવેન્દ્ર**—ભારે હલકું તો હમણાં શું કહું ? પણ પ્રસંગ આવતાં તે મારા માટે પોતાના પ્રાણની આહૂતિ આપવા પણ તૈયાર થશે, એ ચોક્કસ !

**ભાનુ૦**—પ્રાણ આપવાની વાત તો રહેવા જ દો ભાઈ સાહેબ ! હવે તે આપને મોઢું બતાવે તો જ બહુ છે !

**દેવેન્દ્ર**—એ તારો ભ્રમ છે. તે મારા જીવને સાટે જરૂર પોતાનો જીવ આપવા તૈયાર થશે.

**ભાનુ૦**—અને ન આપે તો ?

**દેવેન્દ્ર**—તું જે કહે તે મારે સાંભળવું ! બીજું તો શું

પણ પેલી તારી મૂર્ખ ને જંગલી ગામડીયણ બહેનની સાથે લગ્નગ્રંથિ બાંધવાનું તું કહીશ તો તે પણ હું કબૂલ કરીશ. અને હું સાચો પડું તો તારે પ્રેમની સાચી દેવી સત્યભામાની વિરુદ્ધ એક અક્ષર પણ કદી બોલવો નહિ.

**ભાનુ૦**—કબૂલ છે. નક્કી ?

**દેવેન્દ્ર** (સ્વગત)—આ શરતમાં હાર થવાની બિલકુલ ધાસ્તી છે જ નહિ. (પ્રકાશ) નક્કી.

**ભાનુ૦** (સ્વગત)—મારી બહેનના હિતની ખાતર મારે આ છેલ્લા પ્રયાસમાં-આ શરતમાં જીત મેળવવી જ જોઈએ; અને તે માટે સત્યભામા જેવી કાચી બુદ્ધિની છોકરીની મતિ કુંઠિત થાય, એવું ઉગ્ર સ્વરૂપ આ કેસને અપાવું જોઈએ. મારા આ ઉલટા મંત્રથી દેવેન્દ્ર મહારાજ ઉપરના સંકટમાં પણ થોડીવાર વધારો થયાનો ભાસ થશે; પરંતુ તે તત્ક્ષણ દૂર કરવાની ગોઠવણ હું પહેલાંથી જ કરી રાખીશ.

(વસંતરાય અને વાઘજી પ્રવેશ કરે છે.)

**વસંત૦**—જમાદાર, આ ભાનુપ્રસાદને હમણાં જ બહાર લઈ જઈને આપણા વિશ્વાસુ સીપાઈના કબજામાં સોંપો.

(વાઘજી ભાનુપ્રસાદને પકડે છે.)

**ભાનુ૦** (સ્વગત)—આ શું એકાએક ઉપસ્થિત થયું વળી ? આવી સ્થિતિમાં હું શું કરી શકીશ ? (જરા વાર વિચારીને) પણ એક રીતે આ ઠીક જ થયું. હવે સરકાર તરફના માફીના

સાક્ષી થઈને મહારાજ ઉપર મુકાયેલા આરોપ દૃઢ કરી કેસને મજબૂતી આપવાની સંધિ અનાયાસે જ મને મળશે !

( ભાનુપ્રસાદને વાઘજી બહાર મુકી આવે છે. )

**દેવેન્દ્ર**—વસંત, એ મારો માણુસ છે, એમ જાણવા છતાં તમે તેને કેદ શા માટે કર્યો ?

**વસંત૦**—એ તમારો માણુસ છે, માટે જ તેને પકડવો પડયો છે. તમારો પ્રપંચ સિદ્ધ થાય તે માટે તેણે 'પંચનાદ'માં જાહેરાત આપ્યાનું અમારા સમજવામાં આવ્યું છે, અને તે ઉપરથી જ તમારો ખાસ માણુસ હોવાની અમારી ખાત્રી થઈ.

**દેવેન્દ્ર**—તેણે જાહેરાત છપાવ્યાનું હું જાણુતો નથી.

**વસંત૦**—જયોતિષી મહારાજ, હવે એમ ઇન્કાર જવાથી તમને કશો લાભ થવાનો નથી.

**દેવેન્દ્ર** ( સ્વગત )—વસંતને ખરી હકીકત જણાવી દઉં, એટલે આ ભ્રમનો અંત આવે. ( પ્રકાશ ) વસંત, હું જયોતિષી નથી, પણ આ રાજ્યગાદીનો અધિપતિ દેવેન્દ્ર જાતે છું.

**વસંત૦** ( જમાદારને )—આનું વેષધારીપણું અત્યારસુધી ગુપ્ત હતું, તે ઉઘાડું પડયું છેવટે તેના પોતાના જ બોલવામાં !

**દેવેન્દ્ર**—હું રાજા હોવાનું તમને સાચું નથી લાગતું ?

**વાઘજી**—ખોટું લાગે સે એમ કોણે કયું ? તમે અમારા રાજા ને વીશનુભગવાનના અવતાર !

**વસંત૦**—વાહ ! વિષ્ણુનું ચતુર્ભુજ સ્વરૂપ કેવું શોભે છે !

( વસંત ને વાઘજી બન્ને હસે છે. )

**વાઘજી**—તમે વિશનુ, ને આ પરથમી ઉપર તમારો કોઈ સોબતી નથી એટલે તમને હુળીએ સડાવીને તમારા હરગલોકમાં મોકલી દેવા સે !

**દેવેન્દ્ર**—હું તમને ફરીથી કહું છું કે હું મહારાજા દેવેન્દ્ર છું.

**વાઘજી**—હું જોશી સું એમ પણ તમે કયું તું, ને રાજા સું એમ પણ તમે કો સો. અમારે હાસું કયું માનવું ?

**વસંત૦**—જોશી મહારાજ, તમે કુમારિકાઓના હાથ ને જન્મપત્રિકાં જોવાનું મુકી રાજા થવાની મિથ્યા લતમાં શું કામ પડયા ? જ્યોતિષી પંચાંગનો સ્વામી ગણાય છે. તે ગમે તેવો હોય, તોપણ 'સુભાષિત સહસ્રી' ના મત પ્રમાણે ચતુરંગ સેનાના સ્વામીના કરતાં પણ શ્રેષ્ઠ કહેવાય !

**દેવેન્દ્ર**—વસંત, આ મૂર્ખ માણસ મને ન ઓળખે તેમાં કાંઈ નવાઈ લાગતી નથી; પણ, તું મારો સગો ભાણેજ છતાં મને ઓળખી શકતો નથી ?

**વાઘજી**—અમે મુરખ, પણ ખૂનીના કરતાં હારા !

**દેવેન્દ્ર** (ગુસ્સે થઇને)–મેં ખૂન કર્યું ? કોનું ? મારૂં પોતાનું !

**વાઘજી**—સાહેબ, આણે વેહ તો બરાબર કાઢયો સે ! હું તો સક થઈ જાઉં સું. (બેઉ હસે છે.)

**દેવેન્દ્ર**—વસંત, તું મારો ભાણેજ ને પોલીસખાતાનો ઉપરી છે, એ ઉપર મેં આધાર રાખ્યો, એ મોટી ભૂલ જ કરી. ખરૂં જોતાં તું મારો આટલો નજીકનો સંબંધી છે, એ જ તને મારો વિરોધી બનાવવા માટે બસ છે.

**વસંત૦**—જોશી મહારાજ, નજીકના વારસ તરિકે મને કેવળ રાજ્યલોભ જ હોત, તો હું મારા વ્હાલા દેવેન્દ્ર મામાના ખૂનનું વેર વાળવાની આટલી બધી ખટપટમાં શા માટે પડ્યો હોત? ઉલટું, તમને મારા ઉપકારકર્તા માની તમારા છુટકારાની જ તદબીર મેં રચી હોત!

**દેવેન્દ્ર** (સ્વગત)—હું વેષધારી જ્યોતિષી છું, એ સમજ આના મગજમાં એવી સજ્જડ ઠસી ગઇ છે, કે તે કાઢવી અત્યંત મુશ્કેલ લાગે છે. આની સાથે બોલીને વ્યર્થ મોઢાની વરાળ કાઢવામાં કાંઈ લાભ નથી. (પ્રકાશ) વસંત, તું મારૂં કહેવું માનતો નથી, પણ હું માજીની સાક્ષી આપીશ એટલે સાચા જૂઠાનો તત્કાળ ખુલાસો થશે.

**વસંત૦**—તેમની સાક્ષી મૂકવા દેશે કોણ? તેમના વ્હાલા પુત્રનું ખૂન કરનારની સમક્ષ તેમને બોલાવીએ, એટલે તેમના પ્રાણ ઉપર જ પ્રસંગ અનાયાસે લાવવા જેવું થાય. તને શું? હવે તું તારા જીવ ઉપર ઉદાર થયો છે. એકને બદલે બે ખૂન કરે, તો તને કાંઈ બે વખત ફાંસીએ ચડાવાશે?

**દેવેન્દ્ર**—ત્યારે શું જેના ખૂનનો આરોપ મારા ઉપર મૂકો છો, તે જ દેવેન્દ્રનું ખૂન તમે કરશો?

**વસંત૦**—તને ફાંસીએ લટકાવી તારૂં ડોકું રાજમાતા આગળ ભેટ ધરીશું, ત્યારે દેવેન્દ્ર મહારાજનો વધ થયાની હકીકત તેમને જણાવીશું.

**દેવેન્દ્ર**—મૂર્ખાઓ, મારૂં મસ્તક રાજમાતાને ભેટ ધરીને તમે તેમનો ક્રોધાગ્નિ શાન્ત કરવાના કે પ્રદીપ્ત કરવાના ? એમ થતાં જ તમારા બધાનાં મસ્તકનો ભોગ લેવાશે, એ ચોકસ સમજવું.

**વસંત૦** (જમાદારને)—આ છેક બેફામ થઈ ગયો છે. આની ધૂન ફાંસીની શિક્ષા સાંભળ્યા વિના કમી નહિ થાય, માટે હમણાં તો આને આમ બડબડતો રહેવા દઈ આપણે જઈએ; ને ભાનુપ્રસાદ પાસેથી ખૂનની બધી હકીકત હીકમતથી જાણી લઈએ.

**વાઘજી**—હીકમત બીકમત કાંઈ નંઈ સાહેબ. સૌદમું રતન દેખાડવું એટલે વેતાળ ને એનો બાપ હોય તોય પગે લાગવા મંડે, ને જી પુશર્યાં ઈ બધું ઓકવા મંડે ! નો કે ને જાય ક્યાં ? (બન્ને જાય છે.)

**દેવેન્દ્ર** (ચિંતાતુર થઇ, સ્વગત)—આના તેમ જ સત્યભામાના બોલવા ઉપરથી આ કેસના ફેંસલા માટે હવે મને બહુ ચિંતા થવા લાગી છે. જે બને તે ખરૂં ! **बलीयसी केवलमीश्वरेच्छा ।** (પડદો પડે છે.)

# પ્રવેશ પાંચમો.

[ વસંતરાય અને તરંગિણી : વસંતરાયનું દીવાનખાનું. ]

**તરંગિણી**—વસંતરાયજી, થોડા દિવસ ઉપર આપ મારી પાસે પધાર્યા હતા, આજ હું આપની પાસે આવી છું.

**વસંત૦**—તરંગિણી, તારે અહીં આવવાની તસ્દી શા માટે લેવી પડી ?

**તરંગિણી**—મારે વિષે આપનો ખોટો વિચાર બંધાવાથી મારા હૃદયમાં હમેશાં જે વિષાદ થયાં કરે છે, તેની આગળ આ તસ્દીની કશી કિંમત નથી!

**વસંત૦**—હું તારી પાસે આવેલો, તે વખતે તારી બાજુ દૃઢ હતી ને મારી લંગડી હતી. હવે આપણા સ્થાનની અદલાબદલી થઈ છે. તે વખતે જેમ તેં મને તુચ્છકાર્યો હતો, તેમ હું પણ આજ તને તુચ્છકારૂં તો તેમ કરી શકું.

**તરંગિણી**—આપે મારા વર્તન વિષે વિનાકારણ વિપરીત મત બાંધી દીધો છે.

**વસંત૦**—ત્યારે શું તે વખતે પણ તારો પ્રેમ મારા ઉપર હતો, એમ તું કહે છે ?

**તરંગિણી**—હું મારી જીભે કહું તે શા કામનું ? મારૂં ભવિષ્યનું વર્તન જ મારા મનની નિર્મળતા આપને સિદ્ધ કરી બતાવશે.

**વસંત૦**—ત્યારે તે વખતે તું વાઘણની પેઠે ઘુરકી કેમ હતી?

**તરંગિણી**—આપનો મારા ઉપર કેટલો પ્રબળ પ્રેમ છે, તેની ખાત્રી કરવાનો મારો હેતુ હતો; પણ મારા દુર્ભાગ્યે હું તેમાં તે વખતે ઘણે અંશે સંતોષ પામી શકી નહિ.

**વસંત૦**—તે વખતે હું બેશરમ થઈને વધારે વાર એમને એમ તારે ત્યાં બેસી રહ્યો હોત, ને તારા નોકરના હાથના બેચાર ધક્કા ખાધા હોત, તો મારો પ્રેમ પ્રબળ ઠરત, કેમ?

**તરંગિણી**—આપ આમ છેક મશ્કરી કરો એટલે મારાથી શું બોલાય?

**વસંત૦**—વારૂ, તરંગિણી, મારો પ્રેમ તને જ્યારે એટલો નિઃસત્ત્વ લાગ્યો, ત્યારે ફરીથી તું મારી પાસે શા સારૂ આવી?

**તરંગિણી**—પુરુષો ગમે તેટલા નિર્દય થાય, પણ અમે સ્ત્રીઓ તો ભોળી જ હોઈએ. વળી પ્રેમ આગળ લાજ શરમ રહેતી નથી. પુરુષનો પ્રેમ નિઃસત્ત્વ હોય, તો તેને બલવત્તર બનાવવાનો અમારો ધર્મ છે. અમે તે ન બજાવીએ તો સ્ત્રી-નામને હમેશનું લાંચ્છન લાગે! (સ્મિતહાસ્ય કરીને) વસંત-રાયજી, હવે આવ્યો મારો હેતુ આપના ધ્યાનમાં?

**વસંત૦**—તરંગિણી, સ્ત્રીઓ યુક્તિબાજ તો ખરી! પુરુષના મનોદુર્ગને કઈ બાજુથી ખંડિત કરવાથી તે સહેલાઈથી સર કરી શકાશે, તેનું જ્ઞાન તમને ગળથુથીમાં જ મળેલું હોય છે. મારા મનોદુર્ગની નબળી બાજુ તેં બરાબર ખોળી કાઢી છે. મારો સ્વભાવ સ્ત્રીના જેવો નરમ છે. રક્તપ્રબાલસમ

અધરથી કોઈ ગાળો દે, તોપણ મને તે મીઠી લાગે, અને ગલીપચી કરનારા નાજુક હાથે જો કોઈ મારૂં માથું કાપી નાખે, તોપણ હું ચું કે ચાં કરૂં નહિ !

**તરંગિણી**—હજી આપના મનનું સમાધાન થયું નથી ત્યારે !

**વસંત૦**—હું આમ ગળતો જાઉં છું એ સમાધાન ન થયાનું લક્ષણ ખરૂં કે ? તારા મધુર સ્મિતહાસ્યે મારૂં પુરેપુરૂં સમાધાન કર્યું છે. આજ સુધીમાં તારા જે જે અપરાધ થયા હશે તે સર્વની હું તને સદંતર માફી આપું છું. તું મારી થાય તો હું તારો જ છું.

**તરંગિણી**—આપનો ઉપકાર કયા શબ્દોથી માનું ? મારાં માતુશ્રી આ વિષે બહુ ચિંતામાં છે, તેને આ આનંદના સમાચાર જલદી જણાવું એવું મને થાય છે. રજા છે ?

**વસંત૦**—ચાલ, હું પણ તારી સાથે જ એ વધામણી આપવા આવું તો ? (બન્ને જાય છે.)

---

## પ્રવેશ છઠ્ઠો.

[ રસ્તો. ]

**શંકર૦** (પ્રવેશ કરીને)—આજ દેવશંકર જોશી ઉપરનો ખૂનનો કેસ રાજકીય સભએ બંધબારણે ચાલવાનો છે. તે વખતે મને સહકુટુંબ હાજર રહેવાની આજ્ઞા થયેલી છે,

તેથી હું ક્યારનો નીકળવાની તૈયારીમાં હતો, પણ ઉંઘે મોડું કરી દીધું! આહા! ઉંઘમાં મેં કેવું ચમત્કારિક સ્વપ્ન જોયું? જોશી મહારાજ ઉપર ખૂનનો આરોપ સાબીત થઈ, તેમને ફાંસીની શિક્ષા થઈ, અને તેમને ફાંસીએ ચડાવતા હતા, એવામાં મારી વ્હાલી સત્યભામા આક્રંદ કરતી ત્યાં દોડી આવી, અને તેની સાથે ફાંસીના માચડા ઉપર ચડી ગઈ. પણ એટલામાં શો ચમત્કાર થયો! એ ફાંસીની દોરીની વરમાળા બની ગઈ અને ભંગીનો શુકલ થઈ ગયો! પ્રેક્ષકોની આંખમાંથી દુઃખનાં આંસુ પડવાને બદલે હર્ષાશ્રુ પડવા માંડચાં; ને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઈ! સ્વપ્ન જ એ! સ્વપ્નની વાતનો એક બીજા સાથે સંબંધ મેળવવા જઇએ તો કાંઈ પત્તો ખાય નહિઃ સ્વપ્નમાં જણાય તેના કરતાં ઘણે ભાગે ઉલટું જ પરિણામ આવે છે, એમ કહેવાય છે. આમાં પણ તેમ જ થશે એમ લાગે છે. જોશી મહારાજ આમાંથી છૂટવાના નથી, એમ સૌ કહે છે. પરંતુ તેમને મારાથી થોડી-ઘણી પણ મદદ થાય તો જોઇએ. કચેરીનો વખત થયો છે, એટલે જરા ઉતાવળો જાઉં. ઘરનાં બધાં તો બારોબાર ગાડીમાં ગયાં હશે. (જાય છે.)

---

## પ્રવેશ સાતમો.

[ ન્યાયમંદિર : પર્વતરાય ન્યાયાસને બેઠા છે. એક તરફ વસંતરાય, ભાગીરથી, તરંગણી, ઇન્દુમતિ, સત્યભામા ને લખમી બેઠાં છે. તેની સામે આરોપીના પાંજરામાં દેવેન્દ્ર રાજાનો પોષાક પહેરીને ઉભા છે. વાઘજી ને રામજી ઉઘાડી તરવારથી તેની પાસે ઉભા છે. ભાનુપ્રસાદ સાક્ષીના પાંજરામાં ઉભો છે. શંકરલાલ પ્રવેશ કરીને વસંતરાયની જોડે બેસે છે.]



**ભાનુ૦** ( સ્વગત )—વસંતરાયના કહેવા પ્રમાણે સરકાર તરફે માફીનો સાક્ષી થઇને વિરુદ્ધ પુરાવો આપવા હું તૈયાર થયો છું, પણ તેમને માલુમ નથી કે આરોપીની વિરુદ્ધ હું ગમે તેવી હકીકત જુબાનીમાં કહીશ, તોપણ તેમના એક હોંકારાની સાથે તેમની ઉપરના સર્વ સંશયો વિજળીના ચમકારાની પેઠે ઉડી જશે ! અને કદાચ એટલેથી ન પત્યું તો છેવટનું બ્રહ્માસ્ત્ર આવતાની સાથે આ થઈ પડેલો કાગનો વાઘ એકદમ ઉઘાડો પડતાં ખરૂં સ્વરૂપ પ્રકટ થશે. પણ એવી ઉલટી સાક્ષી આપવાથી દેવેન્દ્ર મહારાજને મારે માટે કેવું લાગશે ? ગાયનું દૂધ પાઇને ઉછેરેલા સાપ કરતાં પણ હું તેમને વિશેષ અપકારી અને ઝેરી લાગીશ. પરંતુ કેટલોક વખત તો તેમનો મારા વિષેનો સંશય અને તેને લીધે તેમને થતી પ્રાણઘાતક વેદનાઓ મારે સહન કરવી જોઇશે. મારી નિર્દોષતા અને સ્વામીભક્તિ પાછળથી ભવિષ્યકાળ એની મેળે

જ સિદ્ધ કરી બતાવશે. (પ્રકાશ) નામદાર ન્યાયાધીશ સાહેબ, આ મુકર્દમામાં મને સરકાર તરફે માફીનો સાક્ષી કર્યો છે, તે માટે હું નામદાર સરકારનો ઉપકાર માનું છું, અને આ ખૂનના સંબંધમાં હું જે જે જાણું છું તે પહેલેથી છેલ્લે સુધીની સર્વ હકીકત ન્યાયાસન સમક્ષ રજુ કરૂં છું. મારૂં નામ ભાનુપ્રસાદ. હું આરોપીનો જીવજાન મિત્ર છું.

**શંકર૦** (સ્વગત)—માફીનો સાક્ષી થઈ વિરુદ્ધ સાક્ષી આપવા આવ્યો છે, એટલે જીવજાન મિત્ર તો સાચો !

**ઇન્દુ૦** (સ્વગત)—એમની ઉપરનો મારો પ્રેમ એક પળમાં ઉડી ગયો.

**ભાનુ૦**—આરોપીના અને દેવેન્દ્ર મહારાજના ચહેરામાં જે વિલક્ષણ મળતાપણું છે, તે મને છેક હમણાં જ જણાયું મહારાજ વિલાયતથી પધાર્યા અને બંદરે ઉતર્યા ત્યારે તેમણે દાઢી વધારેલી હોવાથી તે મળતાપણું તે વખતે જણાયું નહિ પણ જે દિવસે તેમણે દાઢી ઉતરાવી નાખી, તે દિવસે જ મને મળતાપણું જણાયું. તે જ દિવસે અમે બન્નેએ રાજગાદી પચાવી પડવાનો પ્રપંચ રચી, એવું ઠરાવ્યું કે દેવેન્દ્ર મહારાજને બંદર ઉપરના દરિયામહેલમાંથી ઉપાડી જવા, અને તેમની જગાએ આરોપીની યોજના કરી દેવી.

**દેવેન્દ્ર** (સ્વગત)—આ ભાનુ બોલે છે ? શું મારા ઉપરનો ગુસ્સો એ આવે નીચ રસ્તે કાઢે છે, કે સત્તાવાળાઓના દમથી તેને આમ બોલવું પડે છે ? કે પોતાની જુબાનીથી

મને કાંઈ નુકસાન થવાનું નથી, એમ સમજીને મ્હોડે આવે છે તે બડબડવા જ લાગ્યો છે ?

**ભાનુ૦**—અમારૂં કારસ્થાન એ પ્રમાણે નક્કી થયું, પણ તે નક્કી કરતી વખતે એક રાજદૂતના સાંભળવામાં આવી ગયું, અને તેણે તે અધિકારીઓને જણાવી દીધું. ત્યારથી દેવેન્દ્ર મહારાજ કોઈને પણ મળતા બંધ થયા, અને તેમની આસપાસ સખત ચોકીપહેરો રાખવામાં આવ્યો. આમ અમારા ધારેલા માર્ગમાં એક ભારે વિઘ્ન આવ્યા જેવું થયું. પછી અમે બન્ને આ શહેરમાં આવ્યા અને જુદા જુદા ઘરનો આશ્રય લઈને રહ્યા. અમારી મિત્રતા હોવાનું કોઈના જાણવામાં ન આવે તેટલા માટે અમે એક બીજાને ઉઘાડી રીતે મળતા પણ નહિ. પછી કેટલાક દિવસે "પંચનાદ" પત્રમાં એક જાહેરાત આપી, મહારાજને અમારા કારસ્થાનના પંઝામાં સપડાવવાની અમે બાજી રચી. તે પ્રમાણે મેં એક નનામી જાહેરાત લખી કહાડી અને તે છાપવા માટે જે વાજબી રકમ આપવી ઘટે તેથી દશગણા પૈસા મેનેજરને મોકલી દીધા. તેણે પણ પૈસાની લાલચમાં લલચાઈને એ જાહેરાત નામઠામની ચોકસાઈ કર્યા વગર જ છાપી પ્રસિદ્ધ કરી.

**વાઘજી**—સાહેબ, ઈ જારરાત કેસના કાગળ ભેગી સામેલ રાખી સે.

**ભાનુ૦**—અમારૂં ધારવું હતું તે પ્રમાણે દેવેન્દ્ર મહારાજ ખૂનને દિવસે સાંજે ઘોડો દોડાવતા શહેરમાં આવી

પહોંચ્યા. એ જાહેરાતમાં જણાવેલી થાપણ શંકરલાલ શાસ્ત્રીની હવેલી પાછળના કુવામાં હોવાનું કહી, અમે મહારાજને ત્યાં લઈ ગયા; અને આરોપીએ કટાર મારીને નિમિષમાત્રમાં મહારાજને ઠાર કરી દીધા. પછી અમે તેમના શરીર ઉપરના દાગીના અને કપડાં કાઢી લીધાં અને તે લઇને આરોપી હવેલી તરફ ગયો. મેં મહારાજના શબની ગાંસડી બાંધી અને તે ઉપાડીને હું શ્મશાન તરફ નીકળી ગયો, અને ત્યાં બળતી એક ચિતામાં તે નાખીને પાછો વળ્યો. ઘા વાગવાથી મહારાજે પહેરેલું ખમીસ લોહીલુહાણ થઈ ગયું હતું, અને ઉપરનો કિંમતી ડગલો પણ ચીરાયો હતો.

**વાઘજી** (સ્વગત)—ડગલાને સરીથી મેં એવું ફાંકું પાડ્યું સે કે હમજાય જ નંઈ!

**ભાનુ૦**—લોહીયાળું થયેલું ખમીસ લઇને હવેલીમાં જતાં રસ્તે લોહીનાં ટીપાં પડેલાં. મારા શ્મશાનમાંથી પાછા આવ્યા પછી અમે એ ખમીસ બાળી નાખ્યું, અને તેની રાખ મેં કુવામાં નાખી દીધી. પછી આરોપીને પોતે કરેલા દુષ્કર્મ વિષે ચિંતા થવાથી, તેણે શાસ્ત્રીના મનમાં આરામબાગમાં વનભોજન માટે જવાનો વિચાર ઉપજાવેલો હોવો જોઇએ; પણ તે વિષે મારી જાતમાહિતી નથી. બસ, આટલી હકીકત હું જાણું છું.

**દેવેન્દ્ર** (સ્વગત)—હું દેવેન્દ્ર જાતે છું કે વેષધારી છું, તે વિષે અત્યારે તો મને પોતાને પણ સંશય થવા લાગ્યો

**ભાનુ૦** (સ્વગત)—ખરે, મારા વિષે મહારાજના મનમાં હમણાં તો બહુ જ હલકો વિચાર આવ્યો હશે; પણ હજી થોડો વખત મારે ધીરજ રાખવાની છે. ઉતાવળા થવાથી તો રચેલો બધો દાવ વખતે ઉંધો વળી જાય !

**પર્વત૦**—જ્યોતિષી, તમારે આ સાક્ષીને કાંઈ પૂછવું છે ?

**દેવેન્દ્ર**—જેને હું મારો જમણો હાથ સમજતો હતો, તેણે જ જ્યારે મારી છાતીમાં છરી ભોંકી, અને જેને હું મારા હૈયાનો હાર સમજતો હતો, તેણે જ જ્યારે મને ગળે ફાંસો દીધો, તો પછી તેને સવાલ જવાબ કરવા જેટલું બળ અને શાન્તિ મારામાં ક્યાંથી રહે ? જગતમાંથી સત્ય અને પ્રામાણિકપણું ગયા પછી તેમાં રહેવામાં પણ શી મઝા રહી ? મારે તેને કાંઈ જ પૂછવું નથી. મારા આ દેહની તેને ગમે તેવી વ્યવસ્થા કરવાનો મારા એ સ્નેહીને હક્ક છે.

**ભાનુ૦** (સ્વગત)—મહારાજે મારા ઉપર અત્યંત સખ્ત ભાષામાં પ્રહાર કર્યા હોત તો તે મારાથી સહન થાત; પણ તેમના આ કોમળ શબ્દોથી તો મારા હૃદયના ચીરેચીરા થઈ જાય છે.

**પર્વત૦**—જ્યોતિષી, તમારી વિરુદ્ધ તમારા જીવજાન મિત્રે જે જુબાની આપી તે તમે સાંભળી છે. તમારામાં ને દેવેન્દ્ર મહારાજનામાં માત્ર દાઢી સિવાયના બીજા તમામ દેખાવમાં બહુ આશ્ચર્યકારક મળતાપણું છે, એમાં સંશય નથી. મુદ્દામાલનાં વસ્ત્ર અને આભૂષણ આજ તમને પહેરાવી

જોયાં, તે ઉપરથી પણ તમારો દેખાવ મહારાજની છબી સાથે આબેહુબ મળતો લાગ્યો; અને જાણે મહારાજ જાતે જ સામે ઉભા હોય, એવો ભાસ પણ ક્ષણભર થયો. આ સામ્યનો લાભ લઇને તમે કેવું નીચ કારસ્થાન રચ્યું, અને તે ઘણે અંશે કેવી રીતે પાર પાડ્યું, તે તમારા જ સ્નેહી ભાનુપ્રસાદે સવિસ્તર જણાવ્યું છે. તે હકીકતને પોલિસ ખાતાના ઉપરી મિ. વસંતરાયજીની અને વાઘજી જમાદારની જુબાનીથી ટેકો મળે છે. ખમીસમાંથી લોહીનાં ટીપાં જમીન ઉપર પડ્યાં નહોત, અને તમે આરામબાગમાં જવાને બદલે દેવેન્દ્ર મહારાજનાં કપડાં પહેરી, તેમના જ ઘોડા ઉપર સ્વાર થઇને દરિયામહેલમાં ગયા હોત, તો આ વાત ઉઘાડી પડવાને કારણ સરખું મળત નહિ. પરંતુ પાપ ઉઘાડું પાડવા માટે પરમાત્માએ કાંઇને કાંઇ યોજના પહેલેથી રચી રાખેલી જ હોય છે. વિશેષમાં, આ શહેરમાં આવ્યા પછી, દેવેન્દ્ર મહારાજના ચહેરા સાથે તમારા ચહેરાનું ઘણું મળતાપણું હોવાનું તમે જાતે વાતમાં ને વાતમાં ઘણી વખતે જણાવેલું છે; અને તે વાઘજી, ભાગીરથી, તરંગિણી તથા ઇન્દુમતિની સાક્ષી ઉપરથી ચોખ્ખું જણાય છે. તરંગિણીની સાક્ષી ઉપરથી તો એમ પણ જણાય છે કે તમને મહારાજની સ્પર્ધા પણ હતી. તમે ખૂન થયા પછી તરત જ આરામબાગમાં ગયા એ પણ તમારી વિરુદ્ધ જનારી અને ખાસ લક્ષમાં રાખવા જેવી બહુ મહત્ત્વની બાબત છે. તમને

પકડવા વસંતરાયજી, વાઘજી ને રામજી આવ્યા, ત્યારે તમે એકદમ હબકીને કાળા ઠીકરા જેવા થઇ ગયા હતા, એ તેમની સાક્ષી ઉપરથી જણાય છે. તમને કુવા પાસે લઇ જઈને ત્યાં પડેલા લોહીના ડાઘા બતાવવામાં આવ્યા અને 'આ લોહી કોનું છે, એ તમે જાણો છો,' એમ પૂછવામાં આવ્યું, ત્યારે તમે 'હશે' એવો સંદિગ્ધ જવાબ આપ્યો, એ પણ બહુ સંશયાસ્પદ હતો. તમે હમણાં ભાર દઈને જણાવો છો તેમ જો ખરેખરા જ દેવેન્દ્ર મહારાજ હોત, તો તે વાત તમે પ્રથમ જ જણાવી દીધી હોત. પણ તમે કેદખાનામાં કેટલોક વખત શાન્તિથી વિચાર કર્યા પછી તમને એ ખોટો હક્ક આગળ ધરવાની યુક્તિ સુઝી જણાય છે. આ સંબંધમાં વિશેષ લક્ષમાં રાખવા જેવી બીજી બાબત એ છે, કે તમે આ શહેરમાં આવ્યા પછી કેટલેક દિવસે દેવેન્દ્ર મહારાજ દરિયામહેલમાંથી ગૂમ થયા છે, તે ખુદ રાજમાતાએ પોતાના પત્રમાં જણાવેલું છે, એટલે એ બાબતમાં પણ સંશય લેવાનું કારણ રહેતું નથી. વળી દેવેન્દ્ર મહારાજને તમે જાતે બંદર ઉપર જોયાનું પણ વાઘજી જમાદારે પ્રતિજ્ઞા ઉપર જણાવેલું છે. તમે એક પણ સાક્ષીની ઉલટ તપાસ કરી નથી, એ પણ ગુનાહને માટે તમારી પરોક્ષ કબુલાત જ છે.

**દેવેન્દ્ર**—આ વિલક્ષણ કેસમાં ફરિયાદી સરકાર, આરોપી સરકાર, અને જેનું ખૂન થયાનું કહેવામાં આવે છે તે પણ સરકાર, એવો ચમત્કારિક યોગ આવ્યો છે ! બીજી

રીતે કહું તો હું મારૂં પોતાનું ખૂન કરીને, મારા પોતાના જ ઉપર એ ખૂનનો આરોપ મૂકું છું, એવો અપૂર્વ પ્રસંગ આવ્યો છે! પર્વતરાય, અમુક ગુપ્ત કારણસર મેં જે વેષ ધારણ કર્યો હતો તે જ ખરેખર મારૂં સ્વરૂપ છે, એમ આપ માનો છો; અને જે મારૂં ખરૂં સ્વરૂપ છે, તે મેં આરોપમાંથી બચવા સારૂ બનાવટી કર્યું છે, એમ સમજો છો. આવી ઉલટી સમજને લીધે આ કેસનું આવું ભયંકર સ્વરૂપ આવ્યું છે. આ દેહ ખુદ્દ દેવેન્દ્ર મહારાજનો જ છે, છતાં આપ સમજો છો કે એ વેષધારી છે. કેટલાંક કારણસર જ્યોતિષીનો વેષ મારે લેવો પડ્યો હતો, તેને બદલે આપ સમજો છો કે મારો એ જ ખરો ધંધો છે. મારૂં અહીંનું અસ્તિત્વ ગુપ્ત રાખવાના હેતુથી "વેષધારીની ધાસ્તીથી હું ચોકી પહેરા નીચે દરિયામહેલમાં રહું છું" એવી વાત ફેલાવવાનું માતુશ્રીએ અને મેં મળીને ઠરાવ્યું હતું; પણ આપ ત્યાંનો મારો નિવાસ ખરો માનો છો, અને અહીંનું મારૂં કૃત્રિમ વેષથી રહેવાનું ખોટું માનો છો. મારા વાસ્તવિક સ્વરૂપ વિષેનું મૌન મેં પ્રથમ કોઈ કારણસર રાખ્યું હતું, તેને આપ સ્વાભાવિક માનો છો; અને મારૂં સત્ય સ્વરૂપ જે મેં પાછળથી પ્રકટ કર્યું, તેને આપ કૃત્રિમ માનો છો!

**પર્વત૦**—જ્યોતિષી, તમે આ યોજના બહુ ચતુરાઈથી રચી છે. જે પ્રમાણે અત્યંત સ્વાભાવિક દેખાતું ચિત્ર તૈયાર કરવામાં જ ચિત્રકારનું ખરૂં કૌશલ્ય દેખાઈ આવે છે, તે

પ્રમાણે તમારી હકીકત પણ એવી જ ભાસતી હોવાથી તમારી કલ્પનાશક્તિની પ્રશંસા કરવાનું મન થાય છે. પરંતુ જ્યાં સુધી તે ગુપ્ત કારણનો સંતોષકારક ખુલાસો તમે ન કરો, ત્યાં સુધી આ બધી બાબતોનો મેળ મેળવવા સારૂ તે એક બહાનું જ આગળ ધરો છો, એવું મનાય.

**દેવેન્દ્ર**—હું એ ગુપ્ત કારણ ન્યાયાસન સમક્ષ જાહેર કરી શકતો નથી તેથી ઘણો દિલગીર છું. તે ગુપ્ત રાખતાં જો મારે ફાંસીએ લટકવું પડે તો તે માટે પણ હું તૈયાર થઈશ!

**શંકર૦**—નામદાર ન્યાયાધીશ, આ જ્યોતિષી મહારાજનો મને થોડા વખતમાં એટલો સારો પરિચય થયો છે, કે તેમના શીલગુણ વિષે કંઈક અભિપ્રાય આપવા જેટલો મને અધિકાર પ્રાપ્ત થયો છે, એમ હું સમજું છું. તેમનું મન એટલું ઉદાર અને વર્તન એટલું નિર્મળ છે કે તેમને હાથે આવું ભયંકર ને નીચ કૃત્ય થાય એ સ્વપ્ને પણ સંભવિત નથી. એમને, પોતે દેવેન્દ્ર મહારાજ હોવાનો જે ખ્યાલ છે તે માત્ર અતિ સંકટને લીધે મગજ ભમી ગયાનું જ પરિણામ લાગે છે.

**દેવેન્દ્ર**—શાસ્ત્રીજી, થોડા દિવસ આપને ત્યાં રહી, મેં જે કાંઈ યત્કિંચિત્ આપની સેવા બજાવી, તેનું સ્મરણ રાખીને આપે મારે માટે અહીં સુધી આવવાની તસ્દી લીધી, અને યોગ્ય વખતે મારી તરફેણમાં બે શબ્દ નિડરતાથી બોલવામાં પણ આગળપાછળ જોયું નહિ, તે માટે હું આપનો

જીંદગી પર્યંતનો આભારી થયો છું. પણ, મારૂં જીવન હવે લાંબું રહ્યું જણાતું નથી ! મારા હક્કનું સ્થાન જો મને મળ્યું હોત તો આપના ઉપકારનું ઋણ–સર્વ તો નહિ પણ તેનો અમુક અંશ–વાળવાનું સામર્થ્ય મને પ્રાપ્ત થયું હોત. પરંતુ તેના અભાવે હાલ તો હું આપના હિતનું ચિંતન કરવા સિવાય કંઈ જ કરી શકતો નથી, તેથી મને અત્યંત ખેદ થાય છે. પરમાત્મા આપનું સર્વથા કલ્યાણ કરો !

**વસંત૦** ( સ્વગત )—આ હજી રાજાનો વેષ છોડતો નથી !

**પર્વત૦**—શંકરલાલ શાસ્ત્રીજી, આપ અમારા ભાવિ મહારાજના શ્વશુર અને આ શહેરના અત્યંત માનનીય વિદ્વાન્ ગૃહસ્થ છો, તેથી આપના આ વચન વિષે યોગ્ય વિચાર કરવામાં આવશે. પણ આરોપીએ કરેલી આપની સેવાના બદલાની કબુલાત તો તેની વિરુદ્ધના વિચારને મદદગાર થાય છે. જ્યોતિષી, તમારા બચાવ માટે કોઈ સાક્ષી તમારે આપવાના છે ?

**દેવેન્દ્ર**—મારે એક જ સાક્ષીને બોલાવવો છે; અને તે માતુશ્રી મહારાણી સાહેબ છે. આ વિચિત્ર કેસમાં તેમના કરતાં વધારે વિશ્વસનીય સાક્ષી બીજી કોની ગણાય ?

**પર્વત૦**—તમારી વિરુદ્ધ પડેલો પુરાવો–વિશેષે કરીને તમારા જ સ્નેહીની જુબાની, કેદખાનામાં વસંતરાયજી તથા જમાદારને દેખાયલું તમારૂં ઉચ્છૃંખલ વર્તન, અને હાલનું તમારૂં અસ્થિર ચિત્તઃ એ સર્વ લક્ષમાં લેતાં મહારાણી

સાહેબની સાક્ષી આપવામાં તમારો હેતુ રાણી સાહેબનું અપમાન કરવાનો, તેમ જ કોર્ટને વિનાકારણ કંટાળો આપી, કેસ લંબાવવાનો લાગે છે, તેથી તમારી એ માગણી કોર્ટ માન્ય કરી શકતી નથી. વળી મહારાણી સાહેબે વસંતરાયજી ઉપરના પત્રમાં જે જણાવ્યું છે, તેથી ઉલટી હકીકત તેઓ થોડી જ જણાવશે ?

**દેવેન્દ્ર**—જ્યાં મનુષ્યના જીવિતનો પ્રશ્ન છે, ત્યાં આપ આમ નિર્માલ્ય અનુમાનના આધારે આરોપીના કાયદેસર હક્ક ઉપર તરાપ મારી બચાવનો પુરાવો લેવાની ના કહો, એ ન્યાયપુરઃસર નહિ કહેવાય.

**પર્વત૦**—તમારા આ બોલવા ઉપરથી મારા અનુમાનને પુષ્ટી મળે છે.

**દેવેન્દ્ર**—આવી રીતે મને ખૂની ઠરાવીને મારૂં ખૂન તમે તમારે જ હાથે કરો છો. જ્યારે આમ જ કરવાનું હતું ત્યારે કાયદેસર કેસ ચલાવવાનું આ ફારસ પણ કરવાની જરૂર શી હતી ? આપણાં રજવાડાંઓમાં પહેલાં થતું તેમ એકદમ મરજી મુજબ મને ઉડાવી દીધો હોત તો પૂછનાર કોણ હતું ? (સ્વગત) બચાવની બીજી કશી ખટપટ ન કરતાં મારા ન્યાયાધીશની ન્યાયબુદ્ધિ ઉપર વિશ્વાસ રાખીને હું સ્વસ્થ રહ્યો, એ મેં કેવી ગંભીર ભૂલ કરી ? પણ મારી એ ભૂલના આ પરિણામને હું એક રીતે લાભદાયી જ સમજું છું. કેમકે મારી પ્રજાનાં બિચારાં કેટલાં નિર્દોષ માણસો ન્યાયાધીશની આવી

આપખુદ વર્તણુકને લીધે આમ માર્યાં જતાં હશે, તેનો આ વખતે અને આ સ્થળે મને મારા સ્વાનુભવથી જે ખ્યાલ આવી શકે છે તે તેથી અન્ય એવી બીજી કોઈપણ સ્થિતિમાં ભાગ્યે જ આવી શકત. ખરેખર, અનુભવ સિવાયની દશામાં કરેલાં અનુમાનો સર્વથા સત્ય હોતાં નથી.

**પર્વત૦**—ત્યારે એ સિવાય તમારો બીજો કોઈ બચાવનો સાક્ષી નથી કે?

**દેવેન્દ્ર**—ના.

**સત્ય૦** (ઉભી થઈને)—નથી કેમ? માનવંત ન્યાયાધીશ સાંહેબ, આ કેસમાં મારી સાક્ષી લેવાની જરૂર છે.

**પર્વત૦**—છોકરી, તું આમ આવ, ને આ સાક્ષીના પાંજરામાં ઉભી રહે. (સત્યભામા તેમ કરે છે.)

**ભાનુ૦** (સ્વગત)—આના વિષેનું મારૂં અનુમાન ખોટું પડશે કે શું? જો તેમ થાય તો મારી બધી બાજી ઉંધી જ વળે!

**પર્વત૦** (સ્વગત)—આ તો મારી પાસે આવેલી છોકરી! આરોપીની સ્ત્રી. આની સાક્ષીથી તેને શો લાભ થવાનો?

**દેવેન્દ્ર** (સ્વગત)—મારા ઉપર આવેલાં સંકટોને લીધે મારી સત્યભામાના સદ્‌ગુણ ખરેખરી કસોટીએ ચઢયા, અને એટલા માટે તે સંકટોનો જ મારે આભાર માનવો જોઇએ. આવે વિકટ પ્રસંગે પરમેશ્વર ઉપર શ્રદ્ધાની બહુ આવશ્યકતા છે. અને સત્યભામા જેવી સર્વાંગસુન્દર બાલિકા તરફ હું જોઉં છું ત્યારે તેને નિર્માણ કરનારી કોઈ મહા સમર્થ, સર્વજ્ઞ અને

અત્યંત દયાળુ વિભૂતિ હોવી જોઈએ, એવો દૃઢ વિશ્વાસ બંધાય છે. ખરેખર, સત્યભામા આ જગતની બીજી સામાન્ય સ્ત્રીઓના જેવી નહિ, પણ રમણીરત્નોમાં એક અનુપમ દેવી જ છે.

**પર્વત૦**—છોકરી, તારૂં નામ શું?

**સત્ય૦**—સત્યભામા.

**પર્વત૦**—તારા પિતાનું નામ ?

**સત્ય૦**—પિતાનું નામ સર્વસાક્ષી પરમાત્મા જાણે!

**પર્વત૦**—તારા કહેવાનો અર્થ સમજાતો નથી. સ્પષ્ટ કહે.

**સત્ય૦**—જન્મદાતા પિતાએ નાનપણમાં જ મને તજી દીધેલી હોવાથી હું તેમનું નામ જાણતી નથી.

**પર્વત૦**—શું કહે છે ? તારા જન્મદાતાએ તને નાનપણમાં જ નિષ્ઠુરતાથી તજી દીધી ? અને પોતાની કંઈ પણ નિશાની સુદ્ધાં તારી પાસે રાખ્યા વગર ?

**સત્ય૦**—નિશાનીમાં ફક્ત એક જસતનું તાવીજ છે, અને તે હું છેક નાનપણથી મારા ગળામાં રાખી રહી છું. સ્મરણચિહ્ન કે નિશાની જે હોય તે એ છે.

**પર્વત૦**—તે તાવીજ હમણાં તારા ગળામાં છે?

**સત્ય૦**—ના. અમુક કારણસર તે મેં મારી બહેનપણી ઇન્દુમતિને આપેલું છે.

**પર્વત૦**—થોડીવાર પહેલાં જે ઇન્દુમતિની સાક્ષી લેવાઇ, તે જ તે?

સત્ય૦—હાજી.

પર્વત૦ (ઇન્દુ૦ ને)—ઇન્દુમતિ, એ તાવીજ તારી પાસે છે?

ઇન્દુ૦—નાજી. તે અમુક કારણસર મેં એક છોડીને આપેલું છે.

પર્વત૦—તે છોડીનું નામ ?

ઇન્દુ૦—લખમી.

પર્વત૦ (સ્વગત)—ત્યારે લખમીના ગળામાંનું તાવીજ આ સત્યભામાનું ? (પ્રકાશ) ઇન્દુમતિ, તે તાવીજ તમે ઉઘાડીને જોયું હતું ?

ઇન્દુ૦—હાજી. તેમાંથી એક કાગળ નીકળ્યો હતો.

પર્વત૦—એ કાગળ ક્યાં છે ?

ઇન્દુ૦—આ રહ્યો મારી પાસે. (કાગળ આપે છે.)

પર્વત૦ (પોતે સાચવી રાખેલા કાગળની સાથે સરખાવી જોઇ. સ્વગત)—આ મારી જ પુત્રી ! નિસ્સંશય ! એ મારી પાસે આરોપી માટે ભલામણ કરવા આવી હતી, ત્યારે તેને જોતા જ મારા અંતરમાં જે લાગણી થઈ આવી હતી, તેનું રહસ્ય મને અત્યારે સમજાયું. અરેરે! મારી પુત્રીએ પતિ તરીકે સ્વીકારેલા એવા મારા જમાઇને મારે મારી જ જીભે મૃત્યુની શિક્ષા કરવી પડશે ? પ્રભુ! તારી લીલા અતકર્ય છે ! અગમ્ય છે ! મારા નિષ્ઠુર કૃત્યનું તેં મને આ યોગ્ય જ પ્રાયશ્ચિત આપ્યું ! પણ આ પ્રસંગે આમ ઉદ્વિગ્ન થવું યોગ્ય

નથી. સામે આવેલું કર્તવ્ય યોગ્ય રીતે બજાવવા માટે છાતી પત્થર જેવી સબળ કરવી જોઇએ. એ જ સત્ય છે, એ જ કર્તવ્ય છે. મારી જે પ્રિય પુત્રીના દર્શનની હું ચાતકની પેઠે રાહ જોતો હતો, તેનું દર્શન થયા છતાં, તેને હૃદય સાથે ચાંપી મારી આતુરતાને શાન્ત કરવાની પ્રબળ ઇચ્છા, ન્યાયાસનની પ્રતિષ્ઠાની ખાતર–કર્તવ્યના પરમધર્મની ખાતર–મનમાં જ દાબી રાખવી પડે છે, અને અશ્રુધારાને પણ નેત્રની અંદર જ શમાવી દેવી પડે છે. ( પ્રકાશ ) છોકરી, આ બનાવના સંબંધમાં તું શું જાણે છે ?

**સત્ય૦**—જ્યોતિષી મહારાજ ઉપર ખૂનનું જે આળ મૂકવામાં આવ્યું છે તે કેવળ નિરાધાર છે.

**પર્વત૦**—ત્યારે દેવેન્દ્ર મહારાજનું ખૂન કોણે કર્યું છે, તે તું જાણે છે ?

**સત્ય૦** ( સ્વગત )—હે સર્વાંતર્યામી પ્રભો ! આખી જીંદગીમાં પહેલીજ વાર, અને તે પણ પ્રેમની પવિત્રતાની ખાતર હું અસત્ય બોલું છું, તે માટે મને ક્ષમા કરજે. સત્યના કરતાં બીજો કોઈ ચઢીઆતો ધર્મ નથી, એવું માનીને મેં તે પ્રમાણે મારૂં આચરણ રાખ્યું છે. પણ ઓ પરમાત્મા ! સત્ય અને સ્નેહ એમાં વિરોધ દેખાતાં સ્નેહની ખાતર હું આ વખતે એક ક્ષણ સત્યને છોડું છું, તે માટે મને ક્ષમા કરજે. સ્નેહ–પ્રેમ એ જ પરમાત્માનું સ્વરૂપ છે. અંગ્રેજ લોકો કહે છે કે Love is God–પ્રેમ પોતે પ્રભુ છે. વળી તું જેમ

ન્યાયી છે તેમ દયાળુ પણ છે. હે દયાસાગર! તું તારા ભક્તોને અત્યંત પ્રિય લાગે છે, તે તારા ન્યાયીપણા કરતાં વિશેષે કરીને દયાળુપણાને લીધે છે; તો મારો આ પહેલવહેલો તેમ જ સૌથી છેલ્લો અપરાધ તારી દયાળુતાને લીધે-તારી પ્રેમમયતાને લીધે-શું તું દરગુઝર નહિ કરે?

**પર્વત૦**—ખરા ખૂનીનું નામ કહેતાં તને સંકોચ થાય છે?

**સત્ય૦**—હું જાતે જ ખૂની હોઉં તો સંકોચ કેમ ન થાય?

**પર્વત૦**—છોકરી, તું ઘેલછામાં કે સ્વપ્નમાં યદ્વાતદ્વા બકતી હોય એમ લાગે છે!

**સત્ય૦**—ન્યાયાધીશ સાહેબ, હું ઘેલછામાં નથી કે સ્વપ્નાવસ્થામાં પણ નથી; હું જે કહું છું તે બરાબર શુદ્ધિમાં જ કહું છું. આપણા મહારાજાનો નિર્દયતાથી વધ કરનારી ચાંડાળણી હું જ છું!

**શંકર૦**—પુત્રી સત્યભામા, તું આ શું બોલે છે? શાન્ત થા, વધારે બોલીશ નહિ.

**સત્ય૦**—પિતાજી, હવે મને બોલતાં અટકાવશો નહિ. મારા નિષ્ઠુર કૃત્યનો આરોપ એક નિરપરાધી અને ઉદાર ગૃહસ્થ ઉપર વિનાકારણ આવે છે, તેથી નાઇલાજે છેવટે હું મારા ગુનાહની કબુલાત કરૂં છું.

**પર્વત૦**—છોકરી, તું આરોપીને બચાવવાની ખાતર આ બનાવટી કહેતી હો એમ લાગે છે. મહારાજનું ખૂન તેં કર્યાનું તું કહે છે, તો તેમાં તારો હેતુ શો હતો?

**સત્ય૦**—પ્રતિસ્પર્ધી અને ઝેરીલી કુમારિકાનો આવા કાર્યમાં જે હેતુ હોય, તે જ મારો પણ આમાં હતો. તરંગિણી-બહેનનો વિવાહ દેવેન્દ્ર મહારાજ સાથે ન થાય, એ જ મારો ઉદ્દેશ હતો. ખાત્રી થતી ન હોય તો આપ તરંગિણી-બહેનને જ પૂછો.

**ભાગીરથી** ( સ્વગત )—વાહ ! ચાંડાળણી ! આજ સુધી પુષ્પની માળા સમજીને અમે ઝેરી નાગણ જ કંઠે વળગાડી રાખી હતી કે ? ઉપકારનો બદલો તો બહુ સારો આપ્યો !

**સત્ય૦**—મારી બહેનપણીના સ્નેહી ભાનુપ્રસાદ મારફત ‘પંચનાદ’ પત્રમાં જાહેરાત પણ મેં જ છપાવી હતી. તેમાં જ્યોતિષીનો બિલકુલ હાથ નહોતો. દેવેન્દ્ર મહારાજ કુવા પાસે આવતાં તેમનો વધ કરનાર પણ આ જ દુષ્ટ હાથ છે ! મારા ઉપર સંશય ન આવે એટલા માટે આગળની વ્યવસ્થા જ્યોતિષીએ ભાનુપ્રસાદની મદદથી કરી. તેમજ આ કેસ સાથે મારા નામનો સંબંધ આવે તો મને કલંક લાગે, એવા વિચાર-થી તેઓ હજી પણ મારા કૃત્ય ઉપર ઢાંકપીછોડો કરવાનો પ્રયત્ન કરે છે. આપ જ વિચાર કરો, કે જે પુરુષનું હૃદય પુષ્પ કરતાં પણ કોમળ હોય તેને હાથે આવું ક્રૂર કૃત્ય થાય ?

**દેવેન્દ્ર** ( સ્વગત )—દેવી સત્યભામા, બસ કર ! તારા **નિર્મળ પ્રેમની પરિસીમા** થઈ ! ઓ પરમાત્મા ! માનવ-જીવનમાં ભાગ્યે જ દૃષ્ટિએ પડે એવો આત્મત્યાગનો વિરલ પ્રસંગ તેં મને પ્રત્યક્ષ બતાવ્યો છે ! હવે હું ફાંસીએ લટકવા

તૈયાર છું. આખા જીવનમાં ન મળે તેવા અલૌકિક શુદ્ધ પ્રેમનો સુખાસ્વાદ એક પળમાં અનુભવવાનો પ્રસંગ મળ્યો! એથી અધિક સુખ જીવીને પણ હવે શું મળવાનું છે?

**પર્વત૦** (સ્વગત)—શિવ! શિવ! મારી પુત્રીના અપરાધનો ચુકાદો મારી જીભે મારે આપવો પડશે? મારી જે લાડકી પુત્રીને મેં તેના જન્મ વખતે જોયેલી, તેનો નિર્દયતાથી ત્યાગ કર્યા પછી તેને ફરીને જોવાનો પ્રસંગ મૃત્યુની શિક્ષા ફરમાવવાને માટે જ આવ્યો! પ્રભો! જે હતભાગ્ય પિતાએ જન્મ આપ્યો તે જ તેને યમસદનની શિક્ષા ફરમાવશે? (પ્રકાશ) છોકરી, આરોપી નિરપરાધી હોવા વિષે તેં જે મને કહ્યું હતું, તેનો અર્થ તું અપરાધી છે, એ જ હતો?

**સત્ય૦**—હાજી.

**પર્વત૦**—પણ છોકરી, તું છેક ભાગ્યહીન છે. તારા સ્વામીને બચાવવા માટે તું પ્રશંસનીય મનોબળથી આગળ આવી છે, પણ ગુનાહની તારી કબુલાતથી તેનું કંઈ હિત સધાય તેમ નથી. તારા જણાવ્યા પ્રમાણે પણ રાજવધનો ગુનોહ છુપાવવાના કાર્યમાં તે મદદગાર હોવાથી શિક્ષામાંથી તો મુક્ત થઈ શકશે નહિ જ, અને તેં કબુલાત આપીને તેના પ્રાણની સાથે તારો પ્રાણ પણ વગર જરૂરે જોખમમાં નાખ્યો છે.

**સત્ય૦**—મારા પ્રાણની મને પરવા નથી. પરંતુ જે એક દેહ નાશ પામ્યો તે પાછો આવવાની આશા ન હોવાથી, તેની પાછળ બીજો દેહ ન જાય તેટલા સારૂ કેવળ પરો-

પ્રકાર બુદ્ધિથી જેણે પોતાની ઉપર આ મહાન્ આરોપ વહોરી લીધો છે, એ પરમાર્થી મહાત્માને પ્રાણહાનિની શિક્ષા અત્યંત ભારે છે, એમ આપના અંતરમાં નથી આવતું?

**પર્વત૦**—અત્યંત ભારે હોય, પણ કાયદો એમ કહે છે; અને કાયદાનું ઉલ્લંઘન કરવાની ન્યાયાધીશને સત્તા હોતી નથી.

**સત્ય૦**—કાયદો સત્ય સ્થિતિ વિચારવાની પણ આપને છૂટ આપતો ન હોય તો અફસોસ ! પણ મારા પ્રભુ—દેવેન્દ્રની સાથે છેવટના બે બોલ બોલવા દેવાની છૂટ સુદ્ધાં કાયદાએ રાખી છે કે નહિ ?

**પર્વત૦**—તારો એ હક્ક કોઈ પણ કાયદાથી ખુંચાવી શકાશે નહિ. તારા સ્વામીને તું ખુશીથી ભેટ ને તેની સાથે છેવટની વાતચીત કરી લે.

**સત્ય૦** (દેવેન્દ્રને)—સ્વામિન્, આપની સાથે આ જીવન-વ્યવહાર ચલાવવાનું મારા ભાગ્યમાં નિર્માયું હોય એવું દેખાતું નથી; પરંતુ તેનાથી અધિક સુભાગ્ય આપની સાથે મરવાનું તો મને પ્રાપ્ત થયું છે, અને તે માટે હું મને ધન્ય માનું છું. પ્રિય પ્રભુ ! આ જગતના સુખનો જે યત્કિંચિત્ અનુભવ આપણને થયો તે બસ છે. હવે આપણે વગર વિલંબે દેવોના દિવ્યલોકમાં મળીશું, અનન્ત કાળ પર્યંત ત્યાં સાથે જ રહીશું, અને પૂર્ણ અભેદ અનુભવીશું.

**દેવેન્દ્ર**—સત્યભામા ! સાધ્વી સત્યભામા ! નિર્દોષતાના બદલામાં ભયંકર મૃત્યુ જોતાં, મને પરમેશ્વરના ન્યાયીપણા

વિષે ઘડી પહેલાં કિંચિત્ આશંકા ઉત્પન્ન થઈ હતી; પરંતુ બીજી તરફ મારા જેવા એક સામાન્ય મનુષ્ય ઉપર તારા જેવી પવિત્ર પ્રેમદાદેવીનો આવો દૃઢ વિશ્વાસ જોતાં, મારી તે સર્વસમર્થ પરમાત્મા ઉપરની આસ્થા એક ક્ષણ પણ ચલિત થઈ ગઈ તે માટે હવે તો હું અતિશય શરમાઉં છું.

**સત્ય૦**—પ્રાણનાથ ! પરમાત્મા તો દયાઘન છે. આપણા ઉપર આવેલું આ સંકટ આપણી કસોટી માટે જ હોવું જોઈએ. તે કસોટીમાં આપણે સોએ સો ટચનાં નીકળીશું, તો આપણને એવું ચિરસ્થાયી સુખ જરૂર પ્રાપ્ત થશે કે જેની આગળ આ સંકટ તો છેક જ સામાન્ય છે.

**ચોપદાર** (પ્રવેશી નમન કરીને)—હજુર, નામદાર મહારાણી મા સાહેબ પધારે છે.

**પર્વત૦**—હેં ! મા સાહેબ ? તેમને આ શોકજનક સમાચાર મળી ગયા કે શું ? મારે હવે કયા શબ્દોથી તેમનું સાંત્વન કરવું ? ઓ પરમાત્મા ! —

**ભાનુ૦** (સ્વગત)—હાશ ! હવે મારા જીવને શાન્તિ થઈ. માતુશ્રીને તાબડતોબ અહીં આવવા મેં પત્ર લખ્યો તે ઉત્તમ જ થયું; નહિ તો આજ મહા અનર્થ થઈ જાત. તેઓ બરાબર યોગ્ય સમયે જ આવી પહોંચ્યાં !

(પર્વતરાય સામા જાય છે. રાણી પ્રવેશ કરે છે.)

**રાણી**—વસંતરાય, તમારો પત્ર આવેલો તેનો અર્થ

જ બરાબર સમજાયો નહિ; પણ કાલે ભાનુનો તાબડતોબ અહીં આવવાનો પત્ર મને મળ્યો, તે ઉપરથી આ બધું ધાંધલ શું છે, તે નજરે જોવા સારૂ હું ખાસ કરીને અહીં આવી છું. પર્વતરાયજી, કેસ શાનો ચાલે છે ?

**પર્વત૦**—માતુશ્રી, આપને અત્યંત અપ્રિય વાત જણાવવાનો દુ:ખદાયક પ્રસંગ આજ મારા ઉપર આવ્યો છે. (દેવેન્દ્ર સામે આંગળી બતાવી) આ હતભાગ્ય પુરુષે સમસ્ત પ્રજાજનને શોકસાગરમાં ડુબાડે તેવો ભયંકર ગુનોહ કર્યો છે !

**રાણી** (જોઇને એકદમ)—કોણ ? કુમાર દેવેન્દ્ર ?

**દેવેન્દ્ર**—હા, માતુશ્રી, આપનો પુત્ર દેવેન્દ્ર. (બન્ને ભેટે છે.)

**રાણી**—તમારી ઉપર ભયંકર ગુનાહનો આરોપ ? અને તે લાવવાની ધૃષ્ટતા કરનાર કોણ ?

**પર્વત૦**—માતુશ્રી, એ દેવેન્દ્ર મહારાજ નહિ, પણ મહારાજનો વેષધારી જ્યોતિષી છે.

**રાણી**—પર્વતરાયજી, વેષધારી એ કોઈ ખરેખરી વ્યક્તિ નથી, પણ કાલ્પનિક છે, અને તે અમે જ અમારી કલ્પનાથી ઉભી કરેલી છે. પરન્તુ, જેમ પિશાચ કાલ્પનિક હોય, તોપણ બાધાઆખડી રાખ્યા વિના તે મનમાંથી જતું નથી, તેમ એ કાલ્પનિક વેષધારી વસ્તુતઃ વિદ્યમાન નહિ છતાં એણે પોતાનું પરાક્રમ ખૂબ બતાવ્યું જણાય છે !

**પર્વત૦** (દેવેન્દ્રને હાથ જોડીને)—મહારાજા સાહેબ, મારા-

થી અતિશય પ્રમાદ થયો, અને આપના સત્ય વચન ઉપર મેં વિશ્વાસ ન રાખ્યો, તેની ક્ષમા હવે હું શી રીતે માગું?

**દેવેન્દ્ર**—પર્વતરાયજી, આમાં આપ કે બીજું કોઈ દોષિત નથી. જે બન્યું છે તે બધું માત્ર ઉલટી સમજથી બન્યું છે. આ સંકટમાંથી મને મુક્ત કરવાનું ખરૂં માન મારા મિત્ર ભાનુપ્રસાદને ઘટે છે. આમ છતાં, મેં તેનો મનોભાવ સમજ્યા વગર, તેના ઉપર કેવા ભયંકર કૃત્યનો આરોપ મૂકયો ?• ભાનુ, હું તારી ક્ષમા કેવી રીતે મેળવીશ ?

• **ભાનુ૦**—આપના મનમાંથી સંશય ટળી ગયો, એટલે મને બધો બદલો મળી ચૂકયો સમજું છું, મહારાજ.

**રાણી**—કુમાર દેવેન્દ્ર, મેં તમને પ્રથમથી જ કહ્યું હતું કે પત્ની પસંદ કરવાની ખટપટમાં જાતે પડશો, તો તમારા ઉપર કાંઈક અણધાર્યું અરિષ્ઠ આવ્યા સિવાય નહિ રહે. એ મારૂં કહેવું છેવટે સાચું પડયું, જુઓ !

**દેવેન્દ્ર**—પૂજ્ય માતુશ્રી, હું અહીં આવ્યા પછી ઉપરા-ઉપરી એવા વિચિત્ર બનાવો બન્યા છે કે તેને લીધે મારા ખૂનનો આરોપ મારા જ ઉપર આવ્યો ! અને ઘડીભર મને પણ તે વાત સત્યરૂપ ભાસેલી ! પણ માતુશ્રી, મારા સાહસ માટે પશ્ચાત્તાપ કરવાનું મને બિલકુલ કારણ નથી. મેં પસંદ કરેલી આપની કુલવધૂ શુદ્ધ પ્રેમના વિશ્વની દેવી છે. તેને પ્રાપ્ત કરવા માટે એથી અનેકગણાં સંકટો સહેવાં પડ્યાં હોત તો તે પણ કાંઈ વિસાતમાં નથી, એમ સઘળી હકીકત જાણ્યા

પછી તમારી પણ ખાત્રી થશે જ. દેવી સત્યભામા, પૂજ્ય માતુશ્રીને પગે લાગ અને તેમનો શુભાશીર્વાદ મેળવ.

( સત્યભામા રાણીને પગે લાગે છે. )

**રાણી** ( તેને માથે હાથ ફેરવતાં )—વહૂ, દીકરા ! અખંડ સૌભાગ્યવતી રહે, ને સત્સંતતિની જનેતા થઈ, ઉભય કુળનો ઉદ્ધાર કરવા સો વર્ષની થા !

**દેવેન્દ્ર** ( સત્યભામા તરફ જોઇ )—જીવનસખિ ! આવે આનન્દને અવસરે તું આમ ખિન્ન જેવી કેમ દેખાય છે ? એક ગરીબ જ્યોતિષીને પોતાનું જીવન અર્પણ કરીને તું જે સ્વાર્પણ કરવા ચાહતી હતી, તેને બદલે મામલો જ બધો બદલાઈ ગયો, તેથી ? કે એક શૂદ્ર જાતિમાં જન્મેલી કન્યા સાથે વિવાહ કરી સ્વાર્થત્યાગ કરવાની તક મને મળી અને તે હું વધાવી લઉં છું, તેથી ? પણ તેમાં તને ખિન્નતા શા માટે ?

**પર્વત૦**—મહારાજ, આપને પણ એમાં સ્વાર્પણનો ખાસ પ્રસંગ નથી; કારણ કે સત્યભામા શૂદ્ર કન્યા નથી, પણ મારી પ્રિય પુત્રી છે, એ પેલા તાવીજમાંના કાગળના કટકા ઉપરથી સ્પષ્ટ સમજાયું છે. એનો અર્ધો ભાગ મેં મારી પાસે રાખી લીધો હતો, તેની સાથે તે બરોબર મળે છે.

**દેવેન્દ્ર**—ઓહો ! શો વિચિત્ર યોગ ! સત્યભામા આપની પુત્રી ? ખરે, તેથી જ તેનામાં આવા અમૂલ્ય ગુણો છે.

**સત્ય૦** ( એકદમ )—આપ મારા જન્મદાતા પિતા ? ( ભેટે છે. ) મેં આપને ઘણા કઠોર શબ્દ કહ્યા છે, પિતાજી !

**પર્વત૦** (ગળગળા થઇને)—બેટા ! એ શબ્દો તો યોગ્ય જ હતા. આ આંખે આવું અપૂર્વ સુખ જોવાનું મારા ભાગ્યમાં નિર્મિત હશે, એનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

**રાણી**—પરમાત્માની લીલા ગૂઢ છતાં અંતે સુખભરેલી જ હોય છે. પણ, આપણો વસંત અને ભાનુ આમ ખિન્ન કેમ છે ?

**વસંત૦**—માતુશ્રી, દેવેન્દ્ર મહારાજને ન ઓળખતાં તેમને મેં બહુ હેરાન કર્યા છે, ને ઘણો ત્રાસ આપ્યો છે, તેથી આ નગરવાસ છોડીને વનવાસ સેવવાને હું લાયક થયો છું. મારો અપરાધ મહાન્ છે.

**ભાનુ૦**—માજી સાહેબ, સત્યભામા તો મારી દૂધબહેન નીકળી ! એ બહેનની શોધ કરીને દેવેન્દ્ર મહારાજ સાથે તેનો વિવાહ કરાવવાની મેં પ્રતિજ્ઞા લીધી હતી; પરંતુ મારી ઉલટી સમજને લીધે સત્યભામાના જ માર્ગમાં કાંટા પાથરનાર હું થયો છું. મેં જાણીબુઝીને દેવેન્દ્ર મહારાજની વિરુદ્ધ સાક્ષી આપી. વસંતરાયજીના કરતાં પણ મારો એ અપરાધ ભારે છે.

**ઇન્દુ૦**—માજી સાહેબ, વસંતરાયજીને પોતાના અપરાધ માટે બહુ પશ્ચાત્તાપ થાય છે. ત્યારે હું તેમના પરિતાપની શાન્તિનો એક અકસીર ઉપાય દર્શાવવાની અણછાજતી ધૃષ્ટતા કરૂં ?

**રાણી**—વાહ ! તેના જેવું ઉત્તમ બીજું શું ?

**ઇન્દુ૦**—માજી, તેઓ જેની સાથે વચનથી બંધાયા છે, તેની સાથે તેમનો જીવનસંબંધ બાંધી આપશો, એટલે તે-

મના બધા પરિતાપ શમી જશે. તેઓ આપના ભાણેજ છે, અને ભાણેજને સંતોષવા એ ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ પ્રથમ કર્ત્તવ્ય છે. (તરંગિણી તરફ જોઇને સ્મિત કરે છે.)

**તરંગિણી**—માતુશ્રી, ભાનુપ્રસાદ માટે મારી પણ એ જ પ્રાર્થના છે.

**રાણી**—કુમાર, આનો ઉકેલ તો તમે જ કરો. એમાં મને કશી સમજ પડે એવું નથી.

**દેવેન્દ્ર**—વસંત, તેં મને જે હેરાન કર્યો કે ત્રાસ આપ્યો, તે તારા મગજમાં ઠસેલા મારા કાલ્પનિક ખૂનનું વેર લેવાની ઇચ્છાથી જ. વાસ્તવિક રીતે જોતાં એમાં તારો હેતુપૂર્વક કશો દોષ નથી, માટે તું તારો વનવાસનો આગ્રહ છોડી દે ને તરંગિણી સાથે લાંબું સંસારસુખ ભોગવ.

**વસંત૦**—મહારાજ, આપની ઇચ્છાને હું આધીન છું.

**દેવેન્દ્ર**—તેં મારી ખાતર તારો આગ્રહ છોડી દીધો ને તરંગિણીનો સ્વીકાર કર્યો, તેથી મને ઘણો આનંદ થયો. (સ્વગત) પણ આ બીજું પ્રકરણ એટલું સહેલું લાગતું નથી. (પ્રકાશ) ભાનુ, તેં મને આજ જીવતદાન આપ્યું છે, અને એ રીતે પ્રકારાન્તરે પણ તારી આ ધર્મની બહેનના સુખને માટે તું કારણભૂત થયો છે. વળી તેં તેના માર્ગમાં વિઘ્નો નાખ્યાં, તેથી જ તેના શુદ્ધ પ્રેમની નિર્મળતાની કસોટી થવાનો પ્રસંગ મળ્યો છે. સત્યભામાનો અને મારો યોગ થવામાં પ્રત્યક્ષ-

પણ તો તું વિઘ્નરૂપ જ થયો છે, પણ તે દોષનો અપવાદ દૂર કરવાનો એક ઉપાય છે.

**ભાનુ૦**—તે કયો, મહારાજ ?

**દેવેન્દ્ર**—તેં જો કે વિઘ્ન નાખ્યાં છે, પણ ઇન્દુમતિએ તેમાં પુરેપુરૂં સહાય્ય આપ્યું છે, એટલે તેનું અર્ધું શ્રેય પ્રાપ્ત કરવું હોય તો તારે તેને તારી અર્ધાંગના કરવી જોઈએ.

**ભાનુ૦**—મારા દોષમાંથી છૂટવાનો આપ સૂચવો છો એ એક જ માર્ગ છે, અને તે માટે હું આપની સૂચનાનો માનપૂર્વક સ્વીકાર કરૂં છું.

**દેવેન્દ્ર**—આ પણ મારા ઉપર તારો એક ઉપકાર થયો.

**રામજી**—મહારાજ, ધણીનાં લગન ભેગાં અમારાંય થાય, તો બઉ ખુશાલી થાય !

**દેવેન્દ્ર** (હસીને)—નિમકહલાલ નોકરનો સંતોષ એ જ અમારો સંતોષ. તારી ઇચ્છા પણ પૂર્ણ થશે.

**ભાનુ૦** (સત્યભામાને)—બહેન, મારા હીનભાગ્યે કે કોણ જાણે કેમ પણ આ બધા બનાવોમાં તને પ્રતિકૂળ થવાની જ મને બુદ્ધિ સુઝી છે. પરંતુ મેં મનથી માનેલી બહેનપ્રત્યેની મારી વિશેષ લાગણી અને બન્ધુપ્રેમની પ્રબળતા તરફ નજર રાખીને તું મને માફી આપીશ, એવી આશા છે.

**સત્ય૦**—ભાઈ, મોઢે શું કહું ? મારૂં ભવિષ્યનું વર્તન જ તેની ખાત્રી આપશે.

**ભાગીરથી**—મહારાજ, ગમે તેમ થયું પણ સત્યભામા મને

તરંગિણી બરાબર જ છે. તેનું કલ્યાણ થવાથી મને પણ ઘણો આનંદ થયો. આપના આગ્રહથી વસંતરાયજીએ વનવાસ-સેવનનો પોતાનો આગ્રહ છોડી મારી તરંગિણીનો સ્વીકાર કર્યો, એ પણ આપનો અમારા ઉપર મોટો ઉપકાર થયો છે. પણ, તરંગિણી વિષે આપે જે ભવિષ્ય ભાખ્યું હતું, તે હજી પૂર્ણ થયું નથી, એ વાત આપના જેવા સત્યવાદી મહારાજાને મનમાં સાલતી હશે!

**દેવેન્દ્ર**—તેને રાજયોગ હોવાનું ભવિષ્ય મેં ભાખેલું તે પૂર્ણપણે મારા લક્ષમાં છે; અને તમારી સૂચના થતાં પહેલાંજ મેં તે વિષે એક યોજના ઘડી રાખી છે. મારા રાજ્યમાંનો એક મોટો પ્રાન્ત વસંતને સ્વતંત્રપણે કાઢી આપવાનો મેં નિશ્ચય કર્યો છે. આ યોજના માટે સાર્વભૌમ સરકારની અનુમતિ મેળવવાની હું જલદી જ તજવીજ કરીશ.

**ભાગીરથી**—ઈશ્વર આપને દીર્ઘાયુષ્ આપો. આપને રાજજ્યોતિષી કહેવા કે જ્યોતિષીરાજ કહેવા તે જ મને સમજાતું નથી!

**દેવેન્દ્ર**—વસંત, ભાનુ, આપણી દરેકની મનોવાઞ્છના પરમકૃપાળુ જગન્નિયંતા પરમેશ્વરની કૃપાથી પૂર્ણ થઈ છે.

**રાણી**—તમારા સંકલ્પ સુદૃઢ કરવા માટે હવે માત્ર લૌકિક વિવાહબંધનની જ આવશ્યકતા રહી છે. તમને હરકત નહિ હોય તો હવે આવતા પહેલા જ શુભ મુહૂર્તે તમને સૌને પ્રેમલગ્નથી બાંધી લઈશું. ખરેખર, આ સંસારમાં અનુરૂપ

પત્નીના પાશમાં બદ્ધ થઈને પુરુષ રહે, તેમજ લાયક પતિની પત્ની તરિકે સ્ત્રી રહે, અને એક બીજાની મદદથી પોતપોતાની ફરજો બન્ને યથાયોગ્ય બજાવે તેથી તેમને જેટલું સુખ થાય છે, તેનાથી શતાંશ જેટલું પણ સુખ સ્વતંત્ર રહેવાથી મળતું નથી. સ્વાનુભવથી તેની તમને સૌને ખાત્રી થાઓ, તેમજ તમે દેશને આદર્શરૂપ નીવડી શુદ્ધ પ્રેમના માર્ગદર્શક થાઓ, એ જ મારો આશીર્વાદ છે.

દેવેન્દ્ર—જે પ્રેમસ્વરૂપ પરમાત્માની પરમ કૃપા વડે જ આ મંગળ પ્રેમમિલનનો યોગ પ્રાપ્ત થયો છે તેની સાંગોપાંગ સિદ્ધિ સારૂ જ્યોતિસ્વરૂપ જગન્નિયન્તાની પ્રાર્થના આપણે સૌ મળીને કરીએ:—

જગાવો જ્યોતિ, ઓ જગનાથ !
જગાવો જ્યોતિ, ઓ જગનાથ !

**પ્રેમી**ના અભિલાષ અનેરા બેલડીએ વિહરાય;
દ્વૈતાદ્વૈત રચી **આ**ત્માનૂં, **પ્રે**મપિયૂષ પીવાય !
**પ્રભુજી** ! **પ્રે**મસ્વરૂપ પમાય !
જગાવો જ્યોતિ, ઓ જગરાય !

**અન્તર્વિશ્વપ્રવાસ** વિશે, **પ્રભુ** ! ખોલો **મોક્ષ**નૂં દ્વાર;
**પ્રેમ પ્રભુ** – **પ્રભુ પ્રેમ** મન્ત્રનો, પૂરો હૃદયે સાર.
**પ્રભુજી** ! **પ્રે**મામૃતરસસાર.
જગાવો જ્યોતિ, જગદાધાર !

સીતારામના સ્નેહસદનમાં, હેત હૈયે ઉભરાય !
કાળ ગયો વહી : ફૂહેણી થઈ રહી ! શા વિપરીત પલટાય !
પ્રભુજી ! શા વિપરીત પલટાય !
જગાવો જ્યોતિ , ઓ મહારાય !

સન્ત , મહન્ત , ધીમન્ત સન્તાને , સ્નેહભૂમિ સોહન્ત !
પ્રેમસ્વરૂપ જતાં પરવારી, રૂપ ફીટયૂં વિલસન્ત !
પ્રભુજી ! વીરભૂમિ વિલપન્ત !
જગાવો જ્યોતિ, જ્યોતિ અનન્ત !

બ્રહ્મવિચાર કરે નહીં બ્રાહ્મણ ! ઉર ભરપૂર અન્ધકાર !
પ્રણયપ્રણવ ન પિછાની શકે ! સમજી ન શકે સહચાર !
પ્રભુજી ! શિખવજો સહચાર !
જગાવો જ્યોતિ , જગદાધાર !

હૃદય તણૂં રચી સુન્દર મન્દિર , પ્રેમ પ્રતિષ્ઠિત થાય ;
પ્રેમપૂજારી થવા બલ દે , પ્રભુ ! પ્રેમ જ પધરાવાય !
પ્રભુજી ! પ્રેમ જ પ્રેમ પૂજાય !
જગાવો જ્યોતિ , ઓ જગરાય !

સમાપ્ત.

# અગત્યની ભૂલોનું
# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૩ | सद्दर्शं | सद्द ं |
| ૨ | ૪ | जाह्नवि | जाह्नवी |
| ૯ | ૧૬ | પ્રમથ | પ્રથમ |
| ૧૧ | ૯ | પરાયણુ | પારાયણુ |
| ૭૫ | ૧૨ | શિઘ્ર | શીઘ્ર |
| ૮૪ | ૨૧ | મારા | મારો |
| ૯૫ | ૧૩ | પળ | પણ |
| ૧૧૧ | ૧૦ | તૃત્રીયં | તૃતીયં |
| ૧૫૫ | ૬ | અધને | અધરને |
| ૧૫૫ | ૭ | જાગ્રતાવસ્થા | જાગ્રદવસ્થા |
| ૧૫૫ | ૯ | સ્વામીન્ | સ્વામિન્ |
| ૧૫૭ | ૧૦ | હશે | હશે તો |
| ૧૭૫ | છેલ્લી | છે | છે ? |
| ૧૭૯ | ૧૯ | સ્વામીત્વ | સ્વામિત્વ |
| ૧૮૧ | ૧ | ભવિષ્યવાદી | ત્રિકાળદર્શી |
| ૧૯૧ | ૯ | અર્ધંગના | અર્ધાંગના |
| ૧૯૩ | ૧૪ | અભિન્ન | ભિન્ન |
| ૨૦૦ | ૧૫ | આહૂતિ | આહુતિ |

જ્યાં જ્યાં ‘ ભાગિરથી ’ છપાયું છે, ત્યાં ત્યાં ‘ ભાગીરથી ’ વાંચવું.

---

239/12
75

# કવિતાનાં નવાં ત્રણ પુસ્તકો.

## સ્મરણ સંહિતા.

એક કરુણ પ્રશસ્તિ. કર્તાઃ—**નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા.**
ઉપોદ્ઘાત તથા વિસ્તારી ટીકા લખનારઃ—
**પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ,** એમ્.એ. એલ્.એલ્. બી.
કાવ્યપ્રસંગમાંનાં ખાસ તૈયાર કરાવેલાં અને બે શાહીથી છાપેલાં **દસ ચિત્રો;** ઉંચાં એન્ટિક પેપર અને મુંબઇના 'ગુજરાતી' પ્રેસની સુન્દર છપાઈ. ગુજરાતી સાહિત્યમાં સર્વ પ્રકારે તદ્દન નવીન.

**કિંમત . સવા.**

**નૂપુરઝંકાર** } નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆનાં કાવ્યોનો વિસ્તારી ટીકા સાથેનો નવો ગ્રન્થ. કવિતદેવીના સુંદર ચિત્ર સાથે. **કિંમત રૂ. એક.**

---

## દીવાને સાગર.

**સાગર**નાં કાવ્યો, ગઝલો તથા પ્રેમભક્તિ અને જ્ઞાનવૈરાગ્યનાં ભજનોનો સંગ્રહ. 'કલાપીના કેકારવ'ના જેવડાં લગભગ ૪૦૦ પૃષ્ઠનો દળદાર ગ્રન્થ. **નારદ 'ભક્તિસૂત્ર'**નું ભાષાન્તર તથા સૂફીના પરિભાષાના શબ્દકોષ સાથે. જાડા ગ્લેઝડ કાગળ અને સુન્દર છપાઇ તથા પાકી બંધાઇ. જાન્યુઆરીમાં બહાર પડશે. **કિંમતઃ—રૂપીઆ બે.**

**"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"** ના ૧૯૧૬ ના ગ્રાહકોને **"દીવાને સાગર"** તથા **"કુમુદચંદ્ર"** નામે સોનેરી પુંઠાની આદરણીય નવલકથા રૂ. ૧-૪૦ની **જુન ૧૯૧૬ સુધી અર્ધી** કિંમતે મળશે.

**જીવનલાલ અમરશી મહેતા,**
**ઠે. પીરમશા રોડ; અમદાવાદ.**

# જ્ઞાનવર્ધક પુસ્તકમાળા.

પ્રવેશફીના આઠ આના ભરી ગ્રાહક થનારને આ પુસ્તક-
માળાનાં તમામ અને બીજાં કેટલાંક પુસ્તકો
અર્ધી કિંમતે મળે છે.

## આ પુસ્તકમાળાના ગ્રાહકને હાલ શું લાભ મળે છે !

**હાસ્યમંદિર** } કર્તા–રા. બા. રમણભાઇ મહીપતરામ તથા તેમનાં પત્ની સૌ. વિદ્યાગૌરી બી.એ.

આ પુસ્તકમાં "હાસ્યરસ" વિષેનો નિબંધ તથા હાસ્યરસિક લેખો–મનોરંજક વાર્તાઓ-સંવાદો વગેરે ૩૫ લેખો છે. કિં. રૂ. દોઢ. પુસ્તક માળાના ગ્રાહક માટે બાર આના.

**ગોપાળ કૃષ્ણ ગોખલે** } સ્વ૦ ગોખલેના જીવનને લગતી ઘણી નવી માહિતી તથા બાબતોથી ભરપૂર આવું પાંચ છબીઓ સાથેનું જીવનચરિત્ર ગુજરાતીમાં આ એકજ છે. કિં. આઠ આના. ગ્રાહક માટે ચાર આના.

**શ્રી પ્રહ્લાદ** } નાટક. કર્તાઃ સ્વ. હરિલાલ હર્ષદરાયધ્રુવ. કિં૦ ૧૦ આના. ગ્રાહકને પાંચ આને.

**બાળ મહાભારત** } લખનાર સ્વ૦ નારાયણ હેમચંદ્ર. સુપરરોયલ ૧૬ પેજી પૃ ૯૬. કિં. છ આના, ગ્રાહકને ત્રણ આને.

**પાપઅનેપશ્ચાત્તાપ** } સામાજીક નવલકથા બે ભાગમાં. કિં૦ રૂ. દોઢ. ગ્રાહકને બાર આને.

જીવનલાલ અમરશી મહેતા,

ઠે. પીરમશારોડ—અમદાવાદ.

